# જૈન તત્વસાર-સારાંશ.

## (જૈન દર્શન સબધી બે બોલ સાથે).




પ્રસિદ્ધ કર્તા

પ્રયોજક—શંકરલાલ ડી કાપડીઆ

સુપ્રી શ્રી ય વિ જૈન ગુરૂકુળ

પાલીતાણા





વીર સવત ૨૪૫૭ વિક્રમ સવત ૧૯૮૭

પ્રથમાવૃત્તિ ૧૦૦૦ [ મુલ્ય ૦-૩-૦ ]



નૈષ્ઠિક બાલબ્રહ્મચારી તપોગચ્છ ગણાધિપતિ

**આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી**

જન્મ સં. ૧૯૨૯ દીક્ષા સં. ૧૯૪૫ સૂરીપદ સં. ૧૯૬૪

મારૂતિ પ્રિન્ટરી અમદાવાદ

# અર્પણ પત્રિકા.

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય, તપોગચ્છ, ગગનદિનમણિ શાસન- નાયક શ્રીવિજયનેમિસૂરીશ્વરજી મહારાજજીની પવિત્ર સેવામા

વિહાર-રાજનગર

આપ સૂરિરત્ન જૈન શાસનની વિભૂતિ છો. આપના જેવી પ્રબળ પુણ્ય-પ્રભાવિક અને સમર્થ વ્યક્તિ શાસનમા વિરલ હશે. સોનુ અને સુગંધ પેઠે આપનુ ઉચ્ચ કક્ષાનુ બહોળુ જ્ઞાન, યશસ્વી ને ઉજ્જવલ ચારિત્ર્ય, શાસનને શોભાવી રહ્યા છે આપનુ વિચક્ષણ બુદ્ધિ ચાતુર્ય, હાજર જવાબીપણુ અને દીર્ઘદર્શીપણુ, ધર્મનીતિ, વ્યવહારનીતિ અને રાજનીતિ જેવા ગભીર વિષયોમા પણ કુશળતા અનુભવે છે

આપની અનુપમ જ્ઞાન ગર્ભિત વ્યાખ્યાન શૈલી શ્રોતા જનોને આહ્લાદ ઉપજાવે તેવી છે

આપશ્રીના ટુક પણ ગાઢ પરિચયમા આવ્યા પછી કહ્યા વિના ચાલતુ નથી કે આપશ્રી તીર્થના પરમ રક્ષક છો તેમજ શાસનના અપૂર્વ પ્રેમી છો, સાથે સમયજ્ઞ છો, તેમ આપની કૃપા નજર સદા મુજપ્રતિ અનુભવુ છુ તેથી આ તત્ત્વસાર-સારાશનુ પુસ્તક આપના ચરણે ધરૂ છુ તેનો સત્કાર કરી આપ કૃતાર્થ કરશો એમ અતઃકરણથી પ્રાર્થુ છુ ૐ શ્રી ગુરુ

લી સત ચરણોપાસક

પાલીતાણા  શ કરલાલ ડી કાપડીયા

સુપ્રી૦ મ વિ જૈન ગુરૂકુળ

# આભાર-પત્ર



શ્રીમાન્ ધીમાન્ શ્રાદ્ધગુણ સંપન્ન શેઠશ્રી ચીમનલાલ લાલભાઈની પવિત્ર સેવામાં          મુ. રાજનગર

સવિનય જયજીનેન્દ્ર સાથ લખવાનું કે આપ, પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય, નૈષ્ઠિક બાળ બ્રહ્મચારી આચાર્ય શ્રી વિજયનેમિ સૂરીશ્વરજી મહારાજશ્રીના અનન્ય ભક્ત છો અને તે પરમ ગુરુશ્રી ઉપરના આપના અપૂર્વ સદ્ભાવને લઇને તેમજ સમાજના સુશિક્ષિત વર્ગમાં તત્ત્વજ્ઞાનનો ફેલાવો કરવા અર્થે તેમજ મુજ પ્રતિ આપની ચાહનાના પરિણામે આપે આ પુસ્તક છપાવવા માટે જે કંઇ સ્હાય કરી છે તે માટે આપનો આ સ્થળે આભાર માનું છું

આપના કુટુંબની ધર્મપરાયણતા તેમજ શ્રીજીનેશ્વર પ્રભુના શાસન પ્રતિ અપૂર્વ ભક્તિ, આપણા સમાજમાં સુપરિચિત અને સુવિદિત છે, તેમ આપ આપણી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રતિનિધિ છો આપે જે ઉદાર દીલથી સ્હાય કરી મારા આ દિશાના પ્રથમ પ્રયાસને ઉત્તેજન આપેલું છે તે બદલ આપનો આભારી છું અને આશીરીને તત્ત્વજ્ઞાનના પ્રચાર અર્થે આપની સુકૃત કમાઇનો સદુપયોગ કરશો એવું ઇચ્છી વિરમું છું

લી. આપનો સેવક,

પાલીતાણા  શા. ફેરલાલ ડી. કાપડીઆ

સુપ્રી. ય. વિ. જૈન ગુરુકુળ.

# નિવેદન.

આ જૈન તત્ત્વસારનો અમુલ્ય પવિત્ર અને ઉત્તમ ગ્રંથ સંવત ૧૬૭૯ મા આસો શુદી ૧૫ ને બુધવારે વિજયયોગે શાસન હીરો મણીશ્રી પદ્મવલ્લભજી ગણિની સહાયથી શ્રી નાયક ઉપાધ્યાય સૂરચંદ વિબુધે પૂર્ણ કરેલો છે

તેઓ પૂજ્ય ખરતર ગચ્છીય હતા તેનુ ભાષાંતર વડોદરા નિવાસી પ્રખ્યાત વિદ્વાન્ વૈદરાજ મગનલાલ ચુનીલાલ ભાઈએ કર્યું છે, જેઓ શાસ્ત્રજ્ઞ બુદ્ધિશાળી અને ધર્મપરાયણ હતા આ ગ્રંથ તેના ગુજરાતી ભાષાંતર સાથે શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરજી મહારાજના પ્રશસ્ય વિદ્વાન્ શિષ્ય પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજે ભાવનગર શ્રી આત્માનંદ જૈન સભા મારફત પ્રકટ કરાવ્યો છે આ ગ્રંથના ભાષાંતરની બીજી આવૃત્તિની પ્રસ્તાવના ઉપરથી માલમ પડે છે કે તેની ઉપયોગીતાના પ્રમાણમા તેની ઘણી એ છીજ પ્રતો બહાર પડેલી છે તેની આવૃત્તિઓ પણ જોઇએ એવી થઇ નથી, તેથી એમ ચોક્કસ કહેવાની જરૂર પડે છે કે આવા એક અદ્વિતીય ઉત્તમ ગ્રંથ પ્રતિ જનતાએ બહુજ ઓછુ લક્ષ્ય આપ્યુ હોય એમ લાગે છે

આ કેળવણીના યુગમા-દલીલોના જમાનામા આ પુસ્તકની કેટલી અનિવાર્ય જરૂર છે તેનો ખરો ખ્યાલ તો તત્ત્વના અભ્યાસી-અભિલાષિને તેના વાચન પરિશીલન ઉપરથી સહેજે આવી શકશે

ભૂગર્ભમા અને સમુદ્રના તળીએ ઘણા રત્નો છુપાયેલા હોય છે આ ગ્રંથ પણ તેવી રીતનો એક અમુલ્ય છુપા રત્ન જેવો છે એ કહેવું તો નિશંક અને નિર્વિવાદ છે આ ગ્રંથ તત્ત્વજ્ઞ-વિચારકને

એક સાધનભૂત છે અને તેની તત્ત્વાભિલાષાને તે તૃપ્ત કરતા છે વળી આ ગ્રંથની સમાજવિયતા અને પ્રકાશપરિશ્રમ અંગે ઉલ્લેખ કરતા શ્રી આત્માનંદ જૈન સભા તેના છાપા તરની બીજી આવૃત્તિમાં કહે છે કે -" જૈન પત્ર, મુબઇ સમાચાર, સાંજ વર્તમાન વગેરે "નિક, અઠવાડિક અને બીજા માસિક પેપરોએ એકી અવાજે આ પુસ્તકના વખાણ કર્યા છે વળી જૈન તેમજ જૈનેતર અનેક વિદ્વાનોના પુષ્કળ અભિપ્રાયો આ ગ્રંથની અપૂર્વતાની બાબતમા આ સભા ઉપર આ વેલા છે

વળી આગળ ચાલતા પુસ્તક પ્રગટ પરિશ્રમ અંગે લખતા ઉલ્લેખ કરે છે કે -આવા અપૂર્વ ગ્રંથો પ્રસિદ્ધ કરવામા મર્હુમ ગુરૂ મહારાજશ્રીઆત્મારામજી મહારાજના શિષ્ય પરિવાર મંડળની જે અપૂર્વ સ્હાય છે તે માટે પ્રવર્તકજી મહારાજ શ્રી કાન્તિવિજયજી મહારાજ વિગેરેનો અંત કરણથી અમો આભારી છીએ '

વળી તે હસ્તિમા આવ્યાના સબધમા નીચે મુજબ હકીકત મળી છે 'આત્માનંદ સભાના ઓં સેક્રેટરી રા રા શ્રીયુત વલ્લભ દાસભાઇ ત્રીભોવનદાસ ગાધીની સાથે આ પુસ્તકના સબધમા વાત ચીત થતા તેઓ સાહેબે જણાવ્યુ કે આ પુસ્તક આપણા પરમ પૂજ્ય પ્રવર્તક શ્રી કાન્તિવીજયજી મહારાજશ્રીને કચરાપટ્ટીમાથી હાથ લાગ્યુ હતુ તે પ્રત હાથમા લેઇ તેનું નિરીક્ષણ કરતા તેઓ સાહેબના રોમાચ ખડા થયા હતા અને તમણે તેમની સાથેના માણસને ગદ્ગદ્ કંઠે જણાવ્યુ કે આપણા કેટલાય આવા અમુલ્ય પુસ્તકો વિચ્છેદ ગયાં હશે ! કેટલાય ઉધાઇઓ ખાઇ ગઇ હશે ' કેટલાયે સડી ગયાં હશે ! અને કેટલાયે જલશરણ થયાં હશે ! આ પ્રત તેમને છિન્ન ભિન્ન અવસ્થામા મળી હતી તે તેમણે બરોબર

ગીતાવીને વડોદરા નિવાસી પ્રખ્યાત વિદ્વાન્ જૈને ધર્મના અને સંસ્કૃતના અહોળા અભ્યાસી વૈદરાજ શ્રીયુત મગનલાલ ચુનીલાલને બતાવી અને તેને સુધારી ભાષાંતર કરવા સૂચના કરી જેથી તે મહાશયે અનું ભાષાંતર કરેનુ છે જે આત્માનંદ સભાએ છપાવેલુ છે ( જેના અવતરણ રૂપેજ આ પુસ્તક પણ છે ) આપણા સદ્દભાગ્યની વાત છે કે આ પુસ્તક વિગ્રહ જતુ આપણે મેળવવા ભાગ્યશાળી થયા છીએ "

આ ગ્રંથના પરમશ્રુત કર્ત્તા પુસ્તક રચનાના પ્રયોજન વિષે જણાવે છે કે -" કોઈ શૈવ માર્ગીએ મને આગ્રહ પૂર્વક અને પ્રેમ પૂર્વક આ ગ્રંથમાં આવેલા પ્રશ્નો કર્યાં હતા તે શ્રી જીનેશ્વર પ્રભુના મતની અવહેલના ન થાય તે મુજબ શાસ્ત્રાનુસાર તે પ્રશ્નોના ઉત્તર કેવળ લૌકિક ઉક્તિમા-વ્યવહારમાં પ્રસિદ્ધ છે તેવા આપ્યા હતા, તે સઘળાનું એકીકરણ કરીને આ પુસ્તક રચવામા આવ્યુ છે તેમનો ઉદ્દેશ આસ્તિકોમા આસ્તિકતાના ગુણનો પ્રસાર કરીને અને નાસ્તિકોમા નાસ્તિકતાના ગુણનો અપસાર-નાશ કરીને ઉભયનું કલ્યાણ કરવાનો છે "

આ ગ્રંથ અમારે ત્યાં એટલે શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળમા ઇંગ્રેજી પાયમા તથા છઠ્ઠા ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓના ધાર્મિક કોર્સની સીરીઝમાં અમારી ધાર્મિક સમિતિ એ દાખલ કરેલો છે આ ગ્રંથનું ભાષાન્તર વાચતા મને એમ લાગ્યુ કે જો તેની ભાષા કંઇ સ્હેલી કરવામા આવે તેમજ બહુજ લબાણથી જે વિવેચન કરવામા આવ્યુ છે તેનુ short and sweet એટલે ' ટુકુ અને મધુર" ના સિદ્ધાંતાનુસાર ટુંકુ વિવેચન કરવામા આવે તેમ ઘણા દાખલાઓના બદલે મુદ્દાઓના દાખલાઓ આપવામા આવે અને દરેક પૃથક્ પૃથક્ અધિકારને સંપૂર્ણભાવ સાથે ટુંકા ટુંકા પ્રશ્નોત્તરના રૂપમા આલેખાય તો તે વિદ્યાર્થી-આલમને અતીવ ઉપયોગી અને આશીર્વાદજનક

થઈ પડે તેમ તેમને યાદ રાખવાની પણ સરળતા થાય,' ઓછા પ્રયાસે તેનો સ્હેલાઇથી લાભ આપશે। યુવક શિક્ષિત વર્ગ લેઇ શકે તેજ પરમ શુભાશયથી, આ પુસ્તક પ્રશ્નોતરના રૂપમા સદરહુ પુસ્તકના ભાષાંતર ઉપરથી કરવામા આવ્યુ છે તેમા કેટલાક પ્રશ્નોત્તરો એમને એમ પુસ્તકમાં છે તેમ પણ રાખેલા છે.

ટુકામા થોડા સ્થળે ભાષાના ફેરફાર કે શબ્દ રચનાના ફેરફારો સિવાય કંઈપણ મહત્વનો ફેરફાર આ પુસ્તકમા મે કર્યો નથી તેની ગૌરવતા અને મહત્તાનુ સઘળુ માન તેના કર્તા અને અનુવાદ કર્તાને ઘટે છે બાકી મે તો અસલના પુસ્તક ઉપરથી માત્ર તેમા પ્રયોજક તરીકેજ ભાગ ભજવ્યો છે શબ્દ રચના ફેરફારમા પણ તેનો ભાવાર્થ અસ્ખલિતપણે જાળવ્યો છે છતા તેમા કંઈ દોષ કે ક્ષતિ જણાય તો તે મને જણાવી કૃતાર્થ કરશો જેથી તેની બીજી આવૃત્તિ વખતે તે સુધારી શકાય મારા છદ્મસ્થપણાને લઇને કોઇપણ જાતની શાસ્ત્રના વિરૂદ્ધ ક્ષતિ થઈ હોય તો તે સબધી ક્ષમા માગુ છુ.

આ પુસ્તકને પ્રશ્નોત્તરના રૂપમા ગોઠવ્યા પછી તે આપણા પરમ પૂજ્ય પ્રાતઃસ્મરણીય, જ્ઞાનદિવાકર, નૈષ્ઠિક બાળબ્રહ્મચારી આચાર્ય શ્રી વિજયનેમિ સૂરિશ્વરજીના પ્રશસ્ય વિબુધ, વિદ્વાન શિષ્ય આચાર્ય શ્રી વિજયોદયસૂરીશ્વરજીને વચાવ્યો હતો અને તે બહુશ્રુત આચાર્ય શ્રીએ કોઇ કોઇ સ્થળે જૈન શૈલીને અગે સુધારવુ પડે તે તે સ્થળે સુધાર્યુ પણ છે છતા તેમા કંઇ દોષ કે ક્ષતિ જણાય તો વાચક વૃંદ ક્ષમા કરશે ઉપરોક્ત આચાર્ય શ્રીએ પોતાના અમુલ્ય વખતનો ભોગ વાચવા માટે આપ્યો છે અને સુધારણાને અગે તેઓશ્રીએ પોતાના જે મ્હોટા જ્ઞાનનો અનુભવ આપ્યો છે તે માટે તે બહુશ્રુત આચાર્યશ્રીનો તેમની કૃપાને માટે આ સ્થળે ઉપકાર માનુ છુ

વળી આ પુસ્તકની શરૂઆતમાં, આપણી વિદ્યાર્થી આલમને આપણાં
.લાક મુખ્ય ધાર્મિક સિદ્ધાંતોનો ટુંકમાં ખ્યાલ આવી શકે, સાથે
ા સર્વ દર્શનીય સિદ્ધાંતોની મહત્તા, વિશાળતા અને વિશિષ્ટતા
.મજાય તે પરમ ઉદ્દેશથી તેના સર્વમાન્ય અમુક સિદ્ધાંતોની રૂપરેખા
ર્વી છે, તે દરેક જીજ્ઞાસુ બધુઓને વાચવા વિજ્ઞપ્તિ છે આપણો
ાજનો વિદ્યાર્થી વર્ગ તે આપણા સમાજની ભવિષ્યની આપણી
.સત છે અને તેમના ઉપગ્ગર આપણા ધર્મ-કર્મની પ્રચડ
ંવાલોની મજબુતીનો આધાર છે માટે તેમનામા ગૂણથીજ ધર્મ-
.સ્કૃતિના બીજ રોપાય અને દુનીયાના સર્વ ધર્મો કરતાં જૈનધર્મની
ૌરવતા, મહત્તા, વિશિષ્ટતા તેમજ વિશાળતા સમજાય તેજ ઉદાત્ત
ાશયને અવલબી આ પુસ્તકમાં શ્રી જૈન દર્શન સબધી બે બોલ
ાલેખવામા આવ્યા છે જે દરેક ધર્માવલબી-ધર્માભિલાષિ બધુઓને
ાચવા અત કરણ પૂર્વક યાચના છે ૐ શ્રી ગુરુ,

પ્રયોજક

# પ્રસ્તાવના.

આપણે આપણી દૃષ્ટિ ચોતરફ ફેરવી જોઈશુ તો આપણને જણાશે કે આ સંસાર દાવાનળમાથી બચવા કઇ કઈ મુગ્ધ અનાથ-આત્માઓ અનેક ઉપાયો શોધે છે સત્ય ધર્મ માટે અનેક કલ્પનાઓ કરે છે અને ઉપાસનાઓ સેવે છે, અજ્ઞાન-કષ્ટ પણ સહન કરે છે તેમજ અનેક પ્રકારના યોગસાધનો કરવા માટે જૂતગોમા ભમે છે પરંતુ જ્યાંસુધી અધ્યાત્મજ્ઞાનની અપ્રતાજન થતા નથી ત્યાસુધી તેમની કરેલી ક્રિયાઓ-ઉપાસનાઓ યથેચ્છ ફળ આપી શકતી નથી માટે સંસાર વિમુક્તિનુ પરમ સાધન અધ્યાત્મજ્ઞાન છે જે વિષયનુ ગ્રંથકર્તાએ આ પુસ્તકમા સારીરીતે સમર્થન કર્યુ છે તેમજ આત્મ સબંધી અને જડ સંબંધી ભેદનો સવિસ્તાર-જ્ઞાન પ્રકાશ તે વિદ્વાન ગ્રંથકારે કરેલ જોવામા આવે છે સાથેસાથ જીવ—અજીવ અને મોક્ષાદિ તત્વોની વિસ્તારથી લોકપ્રસિદ્ધ દૃષ્ટાંતો સાથે સમજણ આપેલી છે વળી તેમા પૃથક્ પૃથક્ વિષયોમા લગતા પૃથક પૃથક પ્રશ્નોત્તરોનો સમાવેશ કરવામા આવ્યો છે જે મુખ્ય વિષયોનુ અવતરણ આ નીચે આલેખવામા આવે છે

આ ઉત્તમ ગ્રંથમા ગ્રંથકારે વીશ અધિકાર આપેલા છે, જે અધિકારો અમુક વિષયના અમુક વિષયમાજ ગોઠવી આ પુસ્તક પ્રગટ કરવામા આવેલુ છે જેમા મુખ્યત્વે કરી જડ અને ચેતન અથવા તો આત્મા અને કર્મનું સ્વરૂપ સમજાવવા યથાર્થ પ્રયત્ન કર્યો છે તેમજ કર્મોનો અને આત્માનો કેવીરીતે સંબંધ છે-કર્મો જીવો કરતાં કેટના છે જીવોના મુખ્ય કેટલા ભેદ છે, જીવો કર્મોથી મુક્ત શીરીતે થઇ શકે છે, શુભાશુભ કર્મોને જીવો શીરીતે ગ્રહણ કરે છે, જ્ઞાન વિના તેમ હસ્તાદિની મદદ વિના જીવો કર્મને કેવીરીતે ગ્રહણ કરે છે,

કર્મરાજાનુ સ્વરૂપ કેવુ છે, સિદ્ધો કર્મો કેમ ગ્રહણ કરતા નથી, સિદ્ધ ભગવતને કેવુ સુખ હોય છે વગેરે જીવ અને કર્મવિચાર બહુજ સુદરરીતે પ્રશ્નોત્તરના રૂપમા સમજાવવામા આવેલ છે, વળી સસાર અને મુક્તિ માર્ગ કોઈ દિવસ બધ પડવાનો નથી પરબ્રહ્મનુ સ્વરૂપ કેવુ છે, પરબ્રહ્મ સૃષ્ટિ બનાવી શકે કે કેમ – ઇશ્વરની માયા જગત રચવામા કારણભુત છે કે કેમ, ઇશ્વર સૃષ્ટિનો સહાર કરી શકે કે કેમ તે વિષય પરત્વે પણ સારૂ અજવાળુ પાડ્યુ છે, તેમજ મનુષ્યો સુખ દુખ શાથી ભોગવે છે, સૃષ્ટિ રચવામા કયા કયા કારણો અત ર્ગત છે, તેની રચના કોને આભારી છે તેની ઉત્પત્તિ અને નાશ શાથી થાય છે, જ્યોતમા જ્યોત કેવીરીતે મળે છે સિદ્ધના જીવોને સકડાશ પડતી હશે કે કેમ જગતનુ સ્વરૂપ કેવુ છે, કર્મો જડ છે છતા કેવીરીતે પ્રગટ થાય છે, તેના ઉદયમા આવવાના કયા કયા પ્રકારો છે, સ્વર્ગ–નર્ક–પુણ્ય–પાપ–પ્રત્યક્ષ સિવાય માની શકાય કે કેમ–ગૃહસ્થ-ધર્મ કેવો છે–પરમધર્મ કયો છે, પ્રતિમાપૂજનથી શો લાભ થાય છે અજીવને પૂજવાથી જીવોને લાભ થાય છે–પરમાર્થની સિદ્ધિ શાથી થાય છે–મુક્તિ પામવાનો સર્વ દર્શનને અનુસરતો કયો પ્રધાન માર્ગ છે, સિદ્ધભગવાનનુ સ્વરૂપ કેવુ છે વગેરે વગેરે ઘણાજ બુદ્ધિગમ્ય મહત્વના વિષયોનો આ નાના પુસ્તકમા બહુજ સારી રીતે સમાવેશ કરવામા આવેલો છે કર-કકણને જેમ આરશીની જરૂર નથી તેમ આ પુસ્તક પોતેજ તેની મહત્વતાનો ગૌરવતાનો તેમજ વિશિષ્ટતાનો ખ્યાલ આપી શકે છે, જેથી તેનુ વધુ વિવેચન ન કરતા તે ધર્માભિલાષિ અને તત્વજ્ઞાનના અભ્યાસીને તેને સાદ્યત વાચવા અત:કરણપૂર્વક વિજ્ઞપ્તિ છે, ૐ શ્રી ગુરુ.

પ્રયોજક.



# ક્રમ.



# જૈન તત્વસાર-સારાંશ.

## જૈન દર્શન સંબધી બે બોલ.

### તેની વિશાળતા અને ગૌરવતા

### તેના સર્વમાન્ય નિશ્ચળ સિદ્ધાંતોનુ દિગ્દર્શન

જૈનધર્મના મુખ્ય મતવ્યો વિશ્વભરમા તત્ત્વજ્ઞોને તેમ તેના અભિલાષીઓને સર્વ દર્શન માન્ય થઇ શકે તેવા છે અને તેજ તેની વિશાળતા અને ગૌરવનુ પ્રાધાન્ય ખડુ કરે છે જૈનધર્મના અથગ અભ્યાસી પ્રોફેસર હર્મન જેકોબી જેવા કહે છે કે—

" જૈનદર્શન એ જુની વિચારશ્રેણી છે, અને બીજા દર્શનો કરતાં તદન જુદું અને સ્વતંત્ર છે, અને તેટલા માટે તે દર્શન પ્રાચીન હિંદુસ્તાનના

તત્ત્વજ્ઞાનના વિચાર અને ધાર્મિક જીવનના અભ્યાસ વાસ્તે બહુ અગત્યનું છે ”

પ્રો હર્મન જેકોબીએ જૈન તત્ત્વજ્ઞાન ઉપર લેખ લખેલો છે, જે અમોએ અમારા બુદ્ધિપ્રભા માસિકના પ્રથમ વર્ષના પ્રથમ અંકમા પ્રગટ કર્યો હતો, તેમાથી ઉપરના વિચારો પ્રો હર્મન જેકોબીના દર્શાવ્યા છે

આ મુજબ જઈન દર્શન એ સ્વતંત્ર દર્શન છે, તે બૌદ્ધનીકે કોઈની શાખા કે નવીન નિકળેલ નથી (તેનુ પણ પ્રો હર્મન જેકોબીએ તે લેખમા ઘણુ સમર્થન કર્યુ છે ) પણ તે અનાદિકાળથી ચાલતુ આવેલુ સનાતન સત્ય છે, અને મુમુક્ષુઓને તે ઘણુ હિતાવહ છે

“જૈન” શબ્દમા ‘ જિ ” ધાતુ સમાયેલો છે જિ ધાતુનો અર્થ જિ+જય એટલે જીતવુ એવો થાય છે, અર્થાત્ “ જૈનશબ્દ ” ઇંદ્રિયાદિ વિષય-કષાયોને જીતનાર—માયાનુ નિર્મૂલન કરનાર અવિદ્યાનો નાશ કરનાર અને કર્મસુદન કરનાર સૂચક શબ્દ છે બૌદ્ધ દર્શન બુદ્ધદેવે સ્થાપ્યુ પયગમ્બરે મુસ્લીમ ધર્મ ચલાવ્યો, જીસસક્રાઈસ્ટે ક્રિશ્ચિયનધર્મ સ્થાપ્યો, તેવી રીતે જૈનધર્મ કોઈનો સ્થાપેલ નથી તે સનાતન સત્ય છે અનંત ચોવીશીઓ થઇ અને થશે, પણ કોઇ તીર્થંકરે “ જૈન ધર્મ ” શબ્દમા ફેરફાર કર્યો નથી, કારણકે તે સનાતન સત્ય છે. અનાદિ કાળથી ચાલતો આવેલો તે ધર્મ છે,







# જૈનોનો સ્યાદ્વાદ સિદ્ધાંત.

જૈન દર્શનના સિદ્ધાતો પૈકી તેનો સ્યાદ્વાદ એ પરમ સિદ્ધાત છે વસ્તુમાત્રમા અનતા ધર્મ રહેલા છે, અને વસ્તુમાત્રને જેવા જેવા દષ્ટિબિંદુથી નિહાળીએ તેવુ તેવુ તેનુ સ્વરૂપ જણાય છે રેતી એ ભારે ગણાય છે, પરતુ લોખડની રજની અપેક્ષાએ તે હલકી છે આમ સ્યાદ્વાદ સિદ્ધાત વસ્તુમાત્રને વિવિધ જાતના દષ્ટિબિંદુથી જોતા શીખવે છે, અને વસ્તુમાત્રનુ તેથી સપૂર્ણ અને સત્ય સ્વરૂપ કલ્પી શકાય છે

પ્રથમ ધર્માધતાના જમાનામા કેટલાક આર્યધર્મ ગુરૂઓએ પોતાના ધર્મના પક્ષપાતમા તણાઇજઇ આ સર્વોત્તમ ગણાતા સ્યાદ્વાદ જેવા સિદ્ધાતને પણ પરિપક્વ વિચારના અભાવે અન્યાય આપ્યો છે તે દીલગીરીની વાત છે, પરતુ સત્યનો સૂર્ય કદિ છાબડે ઢાકયો રહ્યો નથી, અને રહેતો પણ નથી આ સ્થળે કહેતા આનદ થાય છે કે, જે આર્યધર્મ ગુરૂઓએ તે સબધી અવળી પ્રરૂપણા કરી છે તેનાજ ધુરંધર-સમર્થ વિદ્વાન્ શિષ્યો અત્યારે આ પરમ

સિધ્ધાતની મુક્ત કઠે પ્રશસા કરે છે, એટલુ જ નહિ પરતુ સાથે સાથે પોતાના ધર્મગુરૂઓની ભૂલ પણ પ્રગટ કરે છે, આ કઈ જૈનદર્શનને અત્યારે ઓછુ ગૌરવ લેવા જેવુ નથી સ્યાદ્વાદના સિધ્ધાત સબધી પડિત લાલચદભાઇ ભગવાનદાસે તા ૧૨ મે ૧૯૨૯ ના જૈનમા પાને ૩૪૫ મે જે ઉલ્લેખ કર્યો છે તેમાથી કેટલાક ભાગનુ અવતરણ આ નીચે આલેખી કૃતાર્થ થાઉ છુ "સરસ્વતી" માસિકના ભૂતપૂર્વ સપાદક વિચક્ષણ પડિત મહાવીરપ્રસાદ ત્રિવેદીએ સ્યાદ્વાદના સબધમા લક્ષ ખેચે તેવી મર્મસ્પર્શી ભાષામા પોતાના ઉદ્‌ગારો નીચે પ્રમાણે પ્રગટ કર્યા છે "કાશી હિંદુ વિશ્વ વિદ્યાલયના દર્શનશાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીયુત ફણિભૂષણ અધિકારી એમ. એ મહાશયે સ્યાદ્વાદ જૈન સિધ્ધાત પર પોતાનો અતકરણનો અભિપ્રાય પ્રગટ કર્યો છે કે સ્યાદ્વાદનો સિધ્ધાત ઘણો મહત્ત્વ પૂર્ણ અને ખેચાણકારક છે એ સિધ્ધાતમા જૈનધર્મની વિશેષતા તરી આવે છે, અને એજ સ્યાદ્વાદ "જૈન દર્શનની અદ્વિતીય સ્થિતિ પ્રગટ કરે છે છતા કેટલાકોને મન સ્યાદ્વાદ એ એક ગૂઢ શબ્દ તથા કેટલાકોને તો તે ઉપર હાસ્યાસ્પદ પણ લાગે છે જૈનધર્મમા એ એક શબ્દદ્વારા જે સિદ્ધાત ઝળકી રહ્યો છે તે ન સમજી શકવાથી જે કેટલાકોએ તેનો ઉપહાસ કર્યો છે એ અજ્ઞાનતાને પ્રતાપેજ કેટલાકોએ તેમા દોષો તથા ભિન્ન ભિન્ન અર્થના આરોપણ કર્યા છે. હુ તો એટલે

સુધી કહેવાની હિંમત કરૂં છું કે વિદ્વાન્ શંકરાચાર્ય જેવા પુરૂષ પણ એ દોષથી અળગા નથી રહી શક્યા તેમણે પણ સ્યાદ્વાદ ધર્મ પ્રતિ અન્યાય કર્યો છે સાધારણ યોગ્યતાવાળા માણસો એવી ભૂલ કરે તો તે માફ કરી શકાય, પણ મને સ્પષ્ટવાત કહેવાની રજા મળે તો હું કહીશ કે, ભારતના એવા મહાન્ વિદ્વાન માટે એવો અન્યાય સર્વથા અક્ષમ્ય છે જો કે હું પોતે એ મહર્ષિને અતિશય આદરભાવથી નિહાળું છું, તથાપિ મને એમ ચોખ્ખું દેખાય છે કે તેમણે "વિવસન સમય" અર્થાત્ નાગા લોકોનો સિદ્ધાંત એવું જે અનાદાર સૂચવતું નામ જૈનધર્મના શાસ્ત્રો વિષે વાપર્યું છે તે કેવળ મૂળ જૈનગ્રંથોનો અભ્યાસ નહિ કરવાનું પરિણામ છે સ્યાદ્વાદ એક બારે સત્ય તરફ આપણને દોરી જાય છે હું એક વાત ઉપર ખાસ ભાર મુકવા માગું છું કે વિશ્વને યા તેના કોઈ એક ભાગને જોવા માટે માત્ર એક દૃષ્ટિ કોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય, ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જોઇએ તોજ અખંડ સત્ય જોઈ શકીએ ખરૂં જોતા આ વિશ્વ અસંખ્ય તત્વો તથા પર્યાયોના સમુદાયરૂપ છે, અને આપણા યથાર્થ જ્ઞાનપ્રાપ્તિના સાધનો એટલા અપૂર્ણ છે કે આપણા પરિચિત દૃષ્ટિકોણથી ભાગ્યેજ પૂર્ણ સત્ય પામી શકીએ કેવળ સર્વજ્ઞજ પૂર્ણ સત્યને પૂર્ણપણે જાણી શકે છે આપણે તો એકાંગિક વિચાર અને અપૂર્ણ સ્પષ્ટિકરણના અત્યારે અધિકારી ગણાઇએ આપણે પૂર્ણ સત્યને કદાપિ ન્યાય ન આપી શકીએ



# જૈનોના સિદ્ધાતો નિષ્પક્ષ છે.

આ લેખના અતમા પડિત લાલચદભાઈ જૈનોના સિદ્ધાતો નિષ્પક્ષ અને કેવળ સિદ્ધાત ભેદની ખાતર પરસ્પરમા ઇર્ષ્યા મત્સરથી રહિત છે, તે માટે નીચેનો ઉલ્લેખ કરે છે

अन्योन्य पक्षप्रतिपक्षभावाद्,
यथा परे मत्सरिणः प्रवादाः।
नयानशेषानविशेषमिच्छन्,
न पक्षपाती समयस्तथा ते ॥

આ શ્લોક શ્રી હેમચન્દ્રાચાર્યે જીનેન્દ્ર ભગવાન મહાવીર સ્વામીની સ્તુતિ અર્થે કહ્યો છે તેનો ભાવાર્થ એ છે કે-હે ભગવાન્ ! આપનો સિદ્ધાત નિષ્પક્ષ છે, કારણ કે તે એકજ વસ્તુ કેટલી અસખ્ય દ્રષ્ટિથી જોઈ શકાય છે તે આપે અમને બતાવ્યુ છે પહેલા એ કે જે કેવળ સિધ્ધાતભેદની ખાતર પરસ્પરમા ઇર્ષ્યામત્સર ધરાવે છે તે સ્થિતિ આપના સ્યાદ્વાદ દર્શનમા નથી સભવતી ”

આ ઉપરથી જણાશે કે જૈન ધર્મનો સ્યાદ્વાદનો સિદ્ધાંત એ જબરજસ્ત, સર્વદર્શન માન્ય અને નિષ્પક્ષ સિદ્ધાત છે માટેજ તે મહત્વપૂર્ણ અને જૈન ધર્મની વિશિષ્ટતા સૂચવે છે

" अनेकान्तमताम्भोधि–समुल्लासनचन्द्रमाः ।

( શ્રી હેમચન્દ્રસૂરિ અનેકાન્ત ( સ્યાદ્વાદ ) દર્શન રૂપી સમુદ્રને વિકસ્વર કરવામા ચદ્રમા સમાન ) આવી રીતે સ્યાદ્વાદમાર્ગ એ મહાન્ છે, અને તેથી વસ્તુસ્થિતિનુ સપૂર્ણ સત્ય અવલોકી શકાય છે કોઈ પણ વસ્તુને વિવિધ જાતના દૃષ્ટિબિંદુથી જોતા તેમા કલહ કકાસ કે કજીયાને પણ સ્થાન રહેતુ નથી તે કેવળ સુલેહનુ સામ્રાજય સ્થાપનારો જગતમા સર્વ માન્ય સિધ્ધાત છે જૈન દર્શને એકાત માર્ગને નિંદ્યો છે, અને વસ્તુ માત્રમા અનત ધર્મ રહેલા છે તે બતાવ્યુ છે, દાખલા તરીકે એક માણસ તેના દીકરાની અપેક્ષાએ બાપ છે, ભાણીઆની અપેક્ષાએ મામો છે અને ભત્રિજાની અપેક્ષાએ કાકો છે આવીરીતે વસ્તુમાત્રને વિવિધ જાતના દૃષ્ટિબિંદુથી જોતા તેમા વિવિધતા જણાય છે એટલે વસ્તુ માત્રને સત્ય અને સપૂર્ણ રીતે અવલોકવાને અર્થે અનેકાન્ત માર્ગની એટલે સ્યાદ્વાદ માર્ગની ઉદ્‌ઘોષણા શ્રી જીનેશ્વર પ્રભુએ કરી છે આ બાબતનો ખરો ખ્યાલ એક " છ આધળા " ના દૃષ્ટાત ઉપરથી આવી શકશે

એક વખત છ અધ માણસો મુસાફરીએ જતા હતા, તેમને રસ્તામા સામો આવતો એક હાથી મળ્યો એકે તેના

પગ પર હાથ ફેરવ્યો, તેથી તે એમ કલ્પવા લાગ્યો કે, તે, હાથી થાભલા જેવો છે એકે પુછડા ઉપર હાથ ફેરવ્યો, તેથી તે કહેવા લાગ્યો કે હાથી દોરડા જેવો છે એકે કાન ઉપર હાથ લગાડયો અને કહ્યુ કે, તે સુપડા જેવો છે એકે ગંડસ્થળ ઉપર હાથ લગાડયો અને કહેવા લાગ્યો કે હાથી કુંડા જેવો છે એકે સુંઢ જોઈ અને કહેવા લાગ્યો કે હાથી સાબેલા જેવો છે અને એક પેટ જોઈ કહેવા લાગ્યો કે હાથી કોઠળા જેવો છે આમ છ અંધ માણસોએ હાથીના છ જુદા જુદા ભાગ ઉપર હાથ લગાવવાથી હાથીને તેઓ તેવા તેવા આકારનો કલ્પવા લાગ્યા તેમા એક કહે, હાથી દોરડી જેવો છે બીજો કહે થાભલા જેવો છે, ત્રીજો કહે કુંડા જેવો છે ચોથો કહે સુપડા જેવો છે પાચમો કહે સાબેલા જેવો છે અને છઠ્ઠો કહે કોઠળા જેવો છે આમ દરેક પરસ્પર તકરાર કરવા લાગ્યા અને તે એક દેખતો તેમને મળ્યો, તેણે દરેકના મનનુ સમાધાન કર્યું, અને કહ્યુ કે, તમે લડો નહિ, તમો સર્વે અમુક અંશે સાચા છો તમારામાના છએ હાથીના જે જે ભાગ ઉપર હાથ ફેરવ્યો તે તે હાથીના ભાગનો એવો આકાર છે તે સાચુ છે, પણ તે આખા હાથીનો આકાર ગણી શકાય નહિ આમ સમજાવીને છએના મનનુ સમાધાન કર્યું આવી રીતે એકાતમાર્ગ એ અમુક સત્યના અંશનુ પ્રતિપાદન કરે છે, જ્યારે અનેકાન્ત માર્ગ સંપૂર્ણ સત્યનુ પ્રતિપાદન કરે છે આથીજ સ્યાદ્વાદ સિધ્ધાતની મહત્તા સમજાયછે તે વિવિધ દૃષ્ટિબિંદુથી

વસ્તુમાત્રને જોતાં શીખવે છે, એટલુજ નહિ પરંતુ વસ્તુ-સ્થિતિનું સંપૂર્ણ ભાન પણ કરાવે છે

આપણા આર્યાવર્ત્તમા-ભારત વર્ષમા મુખ્યત્વે કરીને સાંખ્ય, વેદાન્ત વૈશેષિક, નૈયાયિક, બૌદ્ધ, મીમાંસક, લોકા યતિક ઉર્ફે ચાર્વાક દર્શનના વિચારો એક બીજાના નિરપેક્ષ ભાવથી ઉદ્ભવેલા છે અને તેથીજ તે સર્વ નયાભાસ યાને દુર્નય વિચારોથી નીકળેલા છે, જ્યારે સર્વ નયોની સાપેક્ષતાને રાખતા શ્રી જૈન દર્શન-સમુદ્રમા સર્વ નયરૂપી તટિની ( નદી ) ઓ અન્તર્ભાવ પામે છે

તે માટે જૈન સિધ્ધાંતના પારગત ષટ્દર્શન વેત્તા અલખ અવધુત યોગી શ્રીમદ્ આનંદઘનજી મહારાજ જેઓ ઘણે ભાગે અરણ્યમા વાસો કરતા હતા તેઓથી નેમિનાથ પ્રભુના સ્તવનમા કહે છે કે —

> જીનવરમા સઘળા દર્શન છે,
> દર્શને જીનવર ભજનારે,
> સાગરમા સઘળી તટિની સહી,
> તટિનીમા સાગર ભજનારે ॥ ૧ ॥

ભાવાર્થ —શ્રી નેમીશ્વર પ્રભુમા સર્વ દર્શન છે, તેથી એ દર્શન પ્રભુના અંગ છે અનેકા અન્ય દર્શનમા સર્વાંગી સત્તા ન પામીએ. અર્થાત્ એકાંગી સત્તા પામીએ, તેથી તે અંશે જીનવર ભજના કહીએ જેમ સમુદ્રમા સર્વ

સરિતો ( નદીઓ ) નિશ્ચયથી છે, પરતુ નદીઓમા સમુદ્રની ભજના છે એટલે સમુદ્રની વેળનુ પાણી જે નદીમા આવે તે રીતે તે નદીમા સમુદ્ર એક દેશે સભવે છે એ રીતે સમુદ્રોપમાએ જીનવરના એ દર્શન અગ છે ટુકામા જૈન દર્શન સિવાય જે અન્ય દર્શનો છે તે સત્યનો અશ પ્રતિપાદન કરે છે, પરતુ જૈન દર્શન સપૂર્ણ સત્યનો પ્રકાશ કરે છે આ સ્તવનની રચના જૈન દર્શનની સપૂર્ણતા અને મહત્તા બતાવવાની સાથે દરેક દર્શનના અનુયાયી સાથે સહકાર કરવાની પણ ભાવના પ્રેરે છે આથી સારાશ એ લેવાનો છે કે, જૈન મતાવલબી બધુઓએ દરેક દર્શનાનુયાયી બધુઓની સાથે સહકારની ભાવના રાખી વર્તવુ

" ષડ્દર્શન જીન અગ ભણીજે ' આ વાક્ય ઉપરથી ભક્ત જીવોને ફસાવવામા દુરુપયોગ ન થાય, તે માટે તેનું ખરુ રહસ્ય આ સ્થળે આ લેખવામા આવ્યુ છે અને તે એ કે શરીરનો અમુક ભાગ હોય કે આગળી વગેરે જ્યારે શરીરની સાથે પોતાનો વાસ્તવિક ધર્મ બજાવતો હોય ત્યારેજ તે અગરૂપ છે પરતુ જ્યારે તે એક સાપેક્ષ મટીને દૂર પેશ અપેક્ષામા જાય છે અર્થાત્ સડવાથી જાય છે સાકે તે અગને ઓપરેશનથી દૂર થયા પછી અગરૂપમાં રહી શકતુ નથી તેમ સર્વનય વિચારો પરસ્પર સાપેક્ષ ભાવથી વર્તતા હોય ત્યા સુધી તે અગો છે

વિજયોદયસૂરીજી



# અહિંસા પરમો ધર્મ.

## પ્રાસ્તાવિક.

અહિંસા એ સર્વમાન્ય ધર્મ છે કોઇપણ ધર્મશાસ્ત્રકાર હિંસામાં ધર્મ રહેલો બતાવી શકે નહિ જુઓ! મહાભારતમાં કયાં સુધી કહ્યું છે—

" अहिंसा परमो धर्मस्तथाऽहिंसा परो दमः ।
अहिंसा परमं दानमहिंसा परमं तपः " ॥

" एतत् फलमहिंसाया भूयश्च कुरुपुङ्गव ?
नहि शक्या गुणा वक्तुमपि वर्षशतैरपि ॥

( અનુશાસન પર્વ, ૧૧૬મો અધ્યાય, ૩૭-૪૧ )

અર્થાત્—અહિંસા એ પરમધર્મ છે અહિંસા એ પરમ દાન છે અહિંસા એ પરમ દમ છે અહિંસા એ પરમ તપ છે હે કુરુપુંગવ ! આ બધું ફળ અહિંસાનું છે સેંકડો વર્ષો સુધી અહિંસાના ગુણો ગણ્યા કરીએ તોપણ તેની પૂર્ણતા થઇ શકે નહિ

## હિંસાથી ધર્મ થતો નથી—

*Merits* which accrue from non-injury can *never* accrue from injury Lotuses which grow only in water can never have fire as their sourse 17

"અહિંસાથી ઉત્પન્ન થનારો ધર્મ હિંસામાથી ઉત્પન્ન થઇ શકતો નથી પાણીથી ઉત્પન્ન થવાનો સ્વભાવ ધરાવનારા કમળો અગ્નિમાથી ઉત્પન્ન થઇ શકે નહિ ૧૭

## હિંસાનો નિષેધ—

All the creatures from Indra down to a worm like a happiness and Dislike pain

Taking this into consideration a wise person Should ever refrain from doing harm (10)

"એક કીડાથી લઇને ઇન્દ્રપય તના તમામ જીવોને સુખ પ્રિય અને દુખ અપ્રિય સમજીને બુદ્ધિમાને ક્યાય પણ હિંસાનુ આચરણ ન કરવુ જોઇએ ૧૦

अध्यात्म तत्त्वालोक॥



## અહિંસા પરમો ધર્મ —

આ પણ જૈનધર્મનો સર્વ માન્ય અને સર્વોત્તમ સિધ્ધાંત છે, તે જૈનધર્મનો મુદ્રાલેખ પણ ગણાય છે જેના યથાસ્થિત પાલનથી જીવાત્મા અંતે પોતાનો સાક્ષાત્કાર અનુભવે છે જગતમાં જડ અને ચેતન બે મુખ્ય પદાર્થો છે સંસારી જીવોની સ્થિતિ સોનાને લાગેલી માટી જેવી છે સોનાને માટી મૂળથીજ લાગેલી હોય છે, તેમ જીવ અને કર્મનો સંબંધ અનાદિ કાળથી છે સોનું જ્યારે ભઠ્ઠીમાં શોધાય છે ત્યારે સોટચનું થાય છે, તેવી રીતે આત્મા પણ જ્યારે તદ્દન કર્મ-મળથી મુક્ત થાય છે ત્યારેજ તે પરમાત્મા કહેવાય છે અને મુક્તિગામી થાય છે કર્મનો ઉચ્છેદ કરવામાં અહિંસા એ પરમ અમોઘ અને અમુલ્ય હથિયાર

છે પાચ વ્રતો જે દયા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહપણુ એ પાચ મહાવ્રતો કે જેનો ઉપનિષદો પણ સ્વીકાર કરે છે તે સઘળા અહિંસામા અતર્ગત છે માટે અહિંસા પરમો ધર્મ કહેવાય છે અહિંસાના બે ભેદ થઈ શકે છે, (૧) સ્વદયા (૨) પરદયા સ્વદયા એટલે પોતાનો આત્મા કોઇ પણ અશુભ ચિતવન, આચરણ કે કાર્યથી લેપાય નહિ તેવી કરણી તે સ્વદયા કહી શકાય છે ટુકામા સ્વદયા એટલે આત્મરક્ષા કરવી તે છે પરદયા એટલે પરજીવની રક્ષા કરવી તેના કોઇ પણ પ્રાણોને દુભવવા નહિ તેમ તેમને પ્રાણથી વિમુકત કરવા નહિ ખરી રીતે પરદયા એ સ્વદયામા સમાઈ જાય છે કારણ કે પર જીવોનો બચાવ કરવો તે પણ સ્વદયા એટલે પોતાના આત્મ કલ્યાણને અર્થે જ છે

પ્રેસીડેન્ટ સભામા જતા હતા તે વખતે રસ્તામા તેમણે એક ડુક્કરના બચ્ચાને ખાડામા-કાદવમા ખુચી ગયેલુ જોયુ, અને તે મરવાની અણી ઉપર હતુ, દુખે ત્રાસ પામતુ હતુ, અને ફડફડતુ હતુ, તે વખતે પ્રેસીડેન્ટ ખાડામા કુદકો મારી તે તરફડતા પ્રાણીને બહાર કાઢી બચાવ્યુ પ્રેસીડેન્ટ .. કાદવવાળા કપડામાજ સભામા ગયા સભાજનો આ જોઇ ચકિત થયા અને આમ થવાનુ કારણ પુછતા પ્રેસીડેન્ટ.. બધી હકીકત જણાવી, ત્યારે સભાજનો કહેવા લાગ્યા કે પ્રભો બિચારા નિરપરાધી પ્રાણી ઉપર દયા કરી

તેથી તેનો જીવ બચ્યો, ત્યારે પ્રેસીડેન્ટે કહ્યું કે ભાઇ-ઓ! મે એ નિરપરાધી પ્રાણી ઉપર દયા કરી નથી, પરંતુ મારા આત્માને તે જોઇને દુઃખ થતું હતું, તેથી મારા આત્માના હિતની ખાતર મે તેનો જીવ બચાવ્યો છે આમ પરદયા એ સ્વદયામાં સમાઇ જાય છે પણ જે એકલી પરદયા તે કર્મ બંધનું કારણ છે માટે તે અવશ્ય વર્જવી જોઇએ. એકલી પરદયા એટલે જે કંઇ દયાના કામ, કીર્તિ કે માન અકરામ કે ઐહિક લાલસા તૃપ્ત કરવા અર્થે કરવા તે એકલી પરદયા કહેવાય છે તેથી પુણ્ય બંધાય છે તે સત્ય છે, પણ પાપ જેવી લોઢાની બેડી છે તેવી પુણ્યને પણ શાસ્ત્રકારોએ સોનાની બેડી ગણી છે માટે જે કંઈ દયાના પરમાર્થ કામ કરવા તે આસક્તિ વિનાના કરવા, ફળની પણ આશા વિના કરવા બાંધેલું પુણ્ય ભોગવવું પડે છે, અને તે ભોગવવા માટે ભવ પણ કરવા પડે છે, અને ભવ કરવા પડે તેટલો સંસાર વધારવો પડે, માટે ફળની ઇચ્છાથી કદી સત્કાર્ય કરવા નહિ તેમ ફલાણું હું કરૂં છું આ મે કર્યું એવું મિથ્યાભિમાન પણ સત્કાર્ય કરીને લાવવું નહિ, તેથી ઉલટો કર્મ બંધ થશે નિશ્ચય નયની અપેક્ષાએ જોઇશું તો કોઇ કોઇને દેતું નથી ને કોઇ કોઇનું લેતું નથી આ બાબતની સ્પષ્ટ સમજણ શ્રીમદ્ મહા મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ વિરચિત સવાસો ગાથાનો સ્તવનમાં ૪૧ મી ગાથામાં આપેલી છે જેથી તે ગાથા તેના અર્થ સાથે આ નીચે સદરહુ સ્તવનની ચોપડી

માથી આલેખી છે નિશ્ચય નયની અપેક્ષાએ દયાનુ વાસ્ત વિક સ્વરૂપ કેવુ છે તે આ ગાથા ઉપરથી સ્પષ્ટ સમજાય તેવુ છે, માટે તેનો આ સ્થળે ઉલ્લેખ કર્યો છે —

दान हरणादिक अवसरे, शुभ अशुभ सकल्पे ।
दिए हरे तु निजरुपने मुखे अन्यथा जल्पे ॥

એક પ્રતિપક્ષી સવાલ પુછે છે કે આ જીવ, પર પ્રા ણિને નિશ્ચય નયની અપેક્ષાએ દાન હરણાદિ કરતો નથી તો પછી જીવને કર્મ બધ કેમ થાય છે? તેના ઉત્તરમા વિદ્વાન્ ઉપાધ્યાયજી મહારાજ ઉપરની ગાથા કહે છે, જેનો ભાવાર્થ એ છે કે, હે ચેતન! તુ પૌદ્ગલિક પદાર્થોનુ દાન હરણાદિ કરતોજ નથી, પણ જે સમયે તુ દાન દે છે તે સમયે શુભ સકલ્પથી નિજરૂપનેજ દાન કરે છે આત્મ ભાવને દાનરૂપે પરિણમાવી શુભ કર્મ બાધે છે, અને જે વખતે હરણ-ચોરી કરે છે તે વખતે અશુભ સકલ્પથીજ નિજરૂપનુ હરણ કરે છે આત્મ ભાવનેજ અશુભ સકલ્પથી હરણ રૂપે પરિણ માવી અશુભ કર્મ બાધે છે હે આત્મા! આવી રીતે તુ નિજરૂપનુજ દાનહરણ કરે છે શુભ અને અશુભ સકલ્પથી આત્મ ભાવને દાન હરણાદિ રૂપે પરિણમાવી મન નિમિત્ત કર્મ બાધે છે પૌદ્ગલિક પદાર્થો તારાથી તદ્દન ભિન્ન હોવા છતાં મુખથી અન્યથા બોલે છે કે, મે ધનાદિનુ દાન કર્યુ, મેં ધન વિગેરેની ચોરી કરી. જે તારૂ નથી તેનુ તુ દાન હરણ કેમ કરી શકે ? આ ઉપરથી સાર માત્ર એ લેવાનો

છે કે વાહવાહ ! કે કીર્તિ કે કોઇ લાલસા તૃપ્ત કરવાની ખાતર દયાના પરમાર્થ કાર્ય ન કરતા તે કેવળ આત્મ હિતાર્થે જ અને કેવળ આસક્તિ રહિત-કરવા ગીતામા પણ શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन હે અર્જુન ! તુ જે કાંઈ કાર્ય કર તે આસકિત વિનાના કર, ફળની આશા ન રાખ સર્વ કામ નિષ્કામબુદ્ધિથી અને હુ પદ ધર્યા સિવાય કરવા એજ કહેવાનો ફળિતાર્થ છે, અને તેથીજ ખરી સ્વદયા થાય છે જે મહાત્માઓ આત્માને કેવળ જ્ઞાયેક સ્વભાવેજ શ્રહે છે તેજ જગતમા પરમ સુખ સાધે છે અમુક કાર્યનો હુ કર્તા છુ, કલ્યાણ મે કર્યુ, એમ પરમાર્થ કાર્યની સાથે જ્યારે હુ પદ જોડાય છે ત્યારે ઉલટો કર્મ બધ થાય છે. માટે હમેશા દરેક પરમાર્થ કાર્ય મારા આત્માના ઉત્કર્ષ અર્થેજ કરૂ છુ એવી ઉચ્ચ ભાવના દરેક આત્માર્થી જનોએ ભાવવી, જેથી આત્મશ્રેય થશે જગતમા દયા એજ મનુષ્યની તારણહાર છે અને તેજ મુક્તિનુ દ્વાર છે તુળસી દાસ તો ઘટ વગાડી વગાડીને કહે છે કે, દયા ધર્મનું મૂળ છે, પાપ મુળ અભિમાન, તુળસી દયા ન છાડીએ, જબલગ ઘટમેં પ્રાણ—સઘળા તપ, જપ, યમ, નિયમ, પ્રત્યાહાર, પ્રાણાયામ, ધારણા, ધ્યાન, સમાધિ, યોગ,

વગેરે જે કઇ યોગિક પ્રવૃત્તિઓ છે તે સઘળી સ્વદયા
અર્થેજ છે અર્થાત્ આત્માની ઉન્નત્ત સ્થિતિ પ્રાપ્ત કરવા
માટે છે તેના પાલનથી આત્મા ઉપરથી કર્મ-મળ નષ્ટ
થઈ જાય છે, અને અંતે આત્મા તે પરમાત્મા બને છે,
જેને સ્વદયા એટલે પોતાનો આત્મા ઓળખ્યો છે તેજ
યથાસ્થિત અહિંસા પાળી શકે છે, અને તેજ મુમુક્ષુ છે,
તેમ તેજ વિશ્વવંદ્ય અને મહાપુરૂષ થવાને લાયક છે આત્મા
ઉપર કર્મના આવરણ લાગેલા છે, તે અહિંસાના પાલનથી
નષ્ટ થાય છે અને તેથી કરીને આત્માનુ ઓજસ પ્રગટ
થાય છે તેમ તેનુ સામર્થ્ય વધે છે માયિક, પૌદ્ગલિક
આસુરિ અને પાશવ બળ એ સઘળુ અજ્ઞાનતામાથી ઉદ્ભવે
છે અહિંસા જેટલે અંશે પ્રબળ હોય તેટલે અંશે માયિક
પુદ્ગલિક આદિ આસુરિ વૃત્તિનુ નિકંદન થાય છે અને તેટલે
અંશે આત્મ સામર્થ્ય વધે છે હિંસાનુ બળ એ પશુ બળ
છે અને અહિંસાનુ બળ એ સાત્વિક બળ છે રાવણ ફાવે
તેટલો બલિષ્ઠ હતો, પોતાના આસુરિ બળ ઉપર ફાવે તેટલો
મુસ્તાક હતો, પરન્તુ આખરે તેને શ્રી રામ જેવી મહાન્ વ્યક્તિ
આગળ નમવુ પડ્યુ અને અંતે તેને રણમા રગદોળાવુ
પડ્યુ માટે આસુરીબળ ફાવે તેટલુ હોય પરન્તુ સાત્વિક-
બળ આગળ તો તે તુચ્છ બિસાતનુ છે અર્થાત્-કોઇની

કિંમતનુ છે સૂર્ય ઉપરથી વાદળા જેટલે અશે દૂર થાય છે તેટલે અશે પ્રકાશ વધે છે, તેમ જેટલે અશે જીવાત્માનુ અહિસામળ પ્રબળ છે તેટલા અશે તેના આત્માનુ સામર્થ્ય ખીલી શકે છે અહિસાવાદી હમેશા દિનપરદિન પોતાના આત્માનુ અહિસાના બળે ઓજસ પ્રગટ કરે છે, ત્યારે હિસાવાદી અધર્માચરણથી પાપકર્મ બાધે છે, અને તેથી ફરી અજ્ઞાનરૂપી અધકારથી અશુભ કર્મને ઉત્પન્ન કરી નિસ્તેજ થાય છે જેઓ અહિસક છે અને સત્ય વ્રતધારી છે તેઓ તો શીરપર ગમે તેટલુ કષ્ટ આવી પડે, દુખના વાદળોથી ઘેરાય તો પણ પોતાના લીધેલા સત્યવ્રતથી એક ઈંચ પણ આઘા ખસતા નથી, અને સુખે મોઢે તે દુખ સહન કરે છે, એટલુજ નહિ પણ સામાનુ ભલુ ઇચ્છે છે

ભારત માતાના પનોતા પુત્ર મહાત્મા ગાધીજીએ અત્યારે દેશની આઝાદી અર્થે અહિસાનુ અનુપમ દિવ્ય હથિયાર યોજ્યુ છે, તજ ભારતના ઉત્કર્ષની ચાવી હાથ કરી છે, અને ભારતનો તેથી વિજયજ છે, તે દેશની આધુનિક પરિસ્થિતિ ઉપરથી સ્હેજે કળી શકાય તેમ છે હિસામા હમેશા ડર છે, ડરથી નાહિમતપણુ આવે છે, અને નાહિમતથી પરાજય પમાય છે, ત્યારે અહિસાથી નિડરતા પ્રાપ્ત થાય છે, નિડરતાથી હિમત પમાય છે, અને હિમતથી વિજય થાય છે હિસા એ **"કોલસાની દલાલીમાં કાળા હાથ"** ની પેઠે કોઈ દિવસ સુખ

આપતીજ નથી તેથી તો ઉલટા પાપ બધાય છે જે પાછુ ભોગવ્યેજ છુટકો છે માટે સત્યશીલ પુરૂષોએ પોતાના સત્ય મતના પાલન અર્થે અહિંસાથી તો એક ડગ પણ આઘુ ખસવુ જોઇએ નહિ સત્યશીલ મનુષ્યો ઉપર ગમે તેટલા પ્રહારો થાય, અતીવ સંકટમા મુકાય, તો પણ નથી તો તે સામાનો સામનો કરતો કે નથી તો સામા ઉપર આક્રોશ કરતો કે ગુસ્સે થતો, પરંતુ ઉલટો સામા પ્રતિ દયા ચિંતવે છે. પ્રભુને ચંડકોશીયો નાગ ઉપરા ઉપરી ડસ્યો ત્યારે શ્રી વીર-પ્રભુએ શું કહ્યુ ? હે ચંડકોશીઆ ? બુઝ બુઝ ! વૈરના બદલામા આવી ક્ષમા ધારે તેજ જગતમા ક્ષમાશીલ મહાપુરૂષ થઇ શકે છે અને ત્યારેજ તે ખરો અહિંસક ગણાય છે ગજસુકુમાલ મુનિ તેમના સંસારી પણાના સસરાના ગામમા એક વખત ગોચરી લેવા જતા હતા, તે વખતે તેમના સસરાએ તેમને જોયા, ત્યારે તેમના સસરાને ક્રોધ થઇ આવ્યો અને વિચારવા લાગ્યા કે, આતો મારી છોકરીને રઝળાવીને ગયો છે જેથી ક્રોધાવેશમા આવી **"ગજસુકુમાળ મુનિના માથા ઉપર બળતી સગડી મુકી."** આથી તે ક્ષમાશીળ મુનિ વિચારવા લાગ્યા કે હે સસરા ! સંસારમા તો તને પાંચ રૂપીઆની પાઘડી પણ

રહે ત્યાંસુધી પહેરશે, માટે આત્માર્થીજનોએ હમેશા અ હિંસાધર્મનુ પાલન કરવુ જોઇએ જેથી ભવ નિસ્તારપણુ જલ્દીથી થશે જગતમા એવુ કોઇ ઉચ્ચપદ નથી કે, સ્થિતિ નથી કે રિદ્ધિ સિદ્ધિ નથી કે જે અહિંસા પ્રાપ્ત કરી શકે નહિ વળી અહિંસા જે મોક્ષપ્રતિના સુખ સપાદન કરાવ વામા સાધનભૂત છે તો પછી તેથી એક તુચ્છ રાજલક્ષ્મી પમાય તેમા તો આશ્ચર્યજ શુ છે ?

અહિંસા પાળવામા મર્દાનગી જોઇએ છીએ તે બાયલા બિકણ કે ભીરૂનો માર્ગ નથી જગતમા મારતા બધાને આ- વડે છે પણ મરી જાણતા થોડાનેજ આવડે છે પરકાના હિતની ખાતર મરી જાણવુ તેમાજ આત્મ સામર્થ્ય સમા- યલુ છે અને તે સત્યની ખાતર મરવામાજ આત્મ વિભુતિ રહેલી છે અમારા કેટલાક ગુર્જર સાક્ષર બધુઓ, જૈનના અહિંસા ધર્મ પરત્વે આવેશની દૃષ્ટિથી જોતા હતા તે મહા શયો અત્યારની દેશની ચળવળ ઉપરથી જોઇ શકયા હશે કે ' અહિંસા ' ધર્મનુ પાલન કોણ કરી શકે છે ! અને તે નિબળનો માર્ગ છે કે શુરાનો ? દેશના સુભાગ્યે, ભારતના મહાનશીએ અત્યારે આ વિજયી ધર્મની આખા જગતને જાણ થઇ છે અને આશા છે કે આ અનુપમ અદ્વિતીય સામર્થ્ય સપાદન કરાવનાર " અહિંસા " સૂત્રનુ જગત પાલન કરો અને પોતાનો સસાર સફળ કરો એવી શ્રી પર માત્મા તરફે પ્રાર્થના છે



# સમભાવ

આગળના બે સિદ્ધાંતની માફક મુક્તિનો પરમ માર્ગ સમભાવ જૈન દર્શન માને છે તે પણ સર્વ દર્શન માન્ય કરવા લાયક છે

ચૌદશો ચુમાલીશ ગ્રંથના કર્તા સમર્થ જ્ઞાની શ્રી હરિભદ્રસૂરીજી મહારાજ કહે છે કે—

सेय वरोय आस ।
वरोय बुद्धो अ अहव अन्नोवा ॥

समभाव भावि अप्पा ।
लहइ मुक्ख न सदेहो ॥

સ્હાય શ્વેતામ્બર હોય, દિગમ્બર હોય, બૌધ હોય, અથવા અન્ય હોય પરંતુ જેનો આત્મા સમભાવે ભાવિત હોય તે મોક્ષ પામે તેમાં સંદેહ નથી આ ઉપરથી જણાશે કે મુક્તિનો માર્ગ કંઇ કોઇનો રજીષ્ટર માર્ગ નથી કહેવતમાં પણ કહ્યું છે કે પાળે તેનો ધર્મ અને મારે તેની તરવાર જેઓ આ માર્થી જનો છે તેઓ હંસની પેઠે સત્ય વસ્તુના સંગી બની સમભાવને ભાવી પોતાના આત્માનો ઉદ્ધાર કરે છે અને ધર્મના નામે અધર્મના ફાંસામાં ફસાઈ અધર્માચરણ કરતા નથી

જૈન ધર્મની વિશાળતા અને વિશિષ્ટતા જણાવવા પુરતુંજ ઉપર જૈન દર્શનના અમુક સિધ્ધાંતોની અને સમભાવની રૂપ રેખા વર્ણવી છે આ સ્થળે આત્મહિતૈષી જૈનેતર વિદ્વાન બંધુઓને જૈન દર્શનનો અનુભવ મેળવવાની ખાસ ભલામણ કરૂં છું તે સર્વજ્ઞ કથિત દર્શન છે જેથી તેમાથી ઘણું જાણવાનુ મળી આવશે તે ચોક્કસ વાત છે જૈનધર્મના સૂત્રો એ આગમોના નામથી ઓળખાય છે આગમ શબ્દ જાતેજ "પ્રમાણ પુરૂષની વાણી" વર્ણવે છે, માટે મુક્તિ અર્થી જીવોએ તે દર્શનનો અભ્યાસ કરવો તે તેમના માટે ઘણો હિતાવહ છે તેમાથી કંઇપણ તેમને નવું જાણવાનુ મળશે એ નિઃસંદેહ છે



## વિજ્ઞાન વિષયક

જૈનદર્શન જેવી રીતે તેના સર્વ માન્ય સિદ્ધાંતો માટે સર્વોત્તમ છે તેમ વિજ્ઞાનની બાબતમા પણ જૈન દર્શને સારૂ અજવાળુ પાડયુ છે અને તેથી તે સર્વજ્ઞ કથિત દર્શન છે તે પણ ખાત્રી સાથે કહી શકાય છે

ઉત્તરાધ્યયન આદિ મહાન્ આગમોના પ્રથમા શ્રી ગૌતમસ્વામી, ભગવત શ્રી મહાવીર સ્વામીને પુછે છે કે હે પ્રભુ! બાળક માતા પેટમા શી રીતે રહેતુ હશે! શુ આહાર કરતુ હશે! વગેરે વગેરે ઘણા ગુઢ પ્રશ્નો પુછેલા છે અને જેના પ્રભુએ ઘણીજ સરસ રીતે જવાબો પણ આપેલા છે ડાક્ટરી અભ્યાસવાળાને પણ જીનાગમો વાંચવાની ખાસ

ભલામણ કરૂ છુ હુ કાઇ આગમોનો અભ્યાસી નથી તેમ વિદ્વાન્ નથી પરંતુ મારા વાચવામા જે કઇ થોડુ આવ્યુ તેજ અશ માત્ર તરીકે લખ્યુ છે તે ઉપરથી વિજ્ઞાનની બાબતમા પણ અર્હંત ભગવતોએ કેટલુ કહેલુ હશે તેની ગણના કરવી મારા જેવા અલ્પજ્ઞ માટે તો કઠીણુ છે વિજ્ઞાન શાસ્ત્રીઓએ વિજ્ઞાનના અર્થે પણ જૈન દર્શનના આગમો જોવા જેવા છે એટલુજ કહેવુ આ સ્થળે બસ થશે

આપણને સુવિદિત છે કે અત્યારની માફક પ્રથમ સૂક્ષ્મદર્શક યત્રો નહોતા તેમજ જગતને લાત મારનાર સર્વજ્ઞ જેવા નિસ્પરિગ્રહી અને નિસ્પૃહીને તેની જરૂર પણ ન હતી જેનુ દિવ્ય આત્મજ્ઞાન ખીલેલુ છે, જે ઇન્દ્રિયાતિત જ્ઞાનના ધારક છે, જેઓ સર્વજ્ઞ છે, તે બધુ પોતાના જ્ઞાનમા જોઇ શકે છે ભુત, ભવિષ્યને વર્તમાન કહી શકે છે હવે જૈન દર્શન કથિત વિજ્ઞાનની રૂપરેખા આ સ્થળે આ લેખુ છુ

(૧) "પાણીના બિંદુની અન્દર અસખ્ય જીવો છે એવુ જૈન શાસ્ત્ર કહે છે તેમા તો એટલે સુધી લખાણુ છે કે એક પાણીના બિંદુની અદર એટના જીવો છે કે પારેવા (કબુતર) જેટલુ રૂપ કરે તો જબુદ્વીપમા ન માય"

આને લગતુ લખાણ જ્યારે મે નૃસિહઆચાર્ય તરફથી પ્રગટ થતા "મહાનન્દ" માસિકમાથી વાચ્યુ ત્યારે તેની મને આ બાબતમા વધુ ખાત્રી થઇ નૃસિહ આચાર્યના

સપ્રદાય તરફથી પ્રથમ તે માસિક પ્રગટ થતુ અને શ્રીયુત છોટાલાલ જેવા સાક્ષર, બાહોશ, વિદ્વાન્ કસાયલી કલમવાળા જેવા તેના મત્રી મહાશયના હસ્તદ્વારા તે પ્રગટ થતુ હતુ તેમ તે ગુજરાતમા સારી પ્રસિદ્ધિને પામેલુ હતુ

(૨) વનસ્પતિકાયને જૈનો એકેન્દ્રિય જીવો માને છે (એક ઇંદ્રિયવાળા) જેની અત્યારે પ્રો. બોઝે જગતને પ્રયોગો કરીને પણ ખાત્રી કરી આપી છે અને સિદ્ધ પણ કર્યું છે કે જેવી આપણી લાગણી દુખાય છે તેવી તે જીવોને પણ પ્રહાર કરતા તેમની લાગણી દુ:ખાય (દુખાય) છે માણસમા જેવા અમુક અમુક ગુણો છે તેવા વનસ્પતિકાયમા પણ છે હસામણી હસે છે, રૂદન્તી રડે છે, લજ્જામણિ તેને અડતા સકોચાય છે રિસામણિ રીસાય છે આમ વનસ્પતિ પણ ભિન્નભિન્ન ગુણવાળી માલમ પડે છે જૈનો પૃથ્વી-અપ-તેઉ-વાયુ અને વનસ્પતિ આદિ એકેન્દ્રિય જીવથી માડી યાવત્ પચેન્દ્રિય સુધીમા અર્થાત તમામ સસારી જીવોમા આહાર, નિદ્રા, ભય, અને મૈથુન એ ગુણો સામાન્ય માને છે

(૩) કદમુળ આદિ અભક્ષ્ય અનતકાય છે તથા રજસ્ અને તમસ ગુણને પોષક છે કારણ કે તે ભોયમા ઉગવાથી તેના ઉપર સૂર્યનો તાપ પડી શકતો નથી તેથી તેમા જીવાત હોય છે જેને સાયન્સ પણ ટેકો આપે છે તેથી તે વાપરવાની જૈનશાસ્ત્ર મના કરે છે આત્મ હિતૈષી

બધુઓને તો તે અવશ્ય વર્જ્યવા યોગ્ય કહેલુ છે પુરાણોમા પણ એની સારીરીતે શાખ છે પણ ધર્મના પુસ્તકો અવલોકવાની અત્યારે કોને પડી છે ! કદમૂળ આદિ અભક્ષ્ય આહારે વિષય-પોષક છે કેટલાક ચરબી-મેદ વધારનારા છે કેટલાક તામસિક પ્રકૃતિ કરનારા છે ટુકાણમા તે રાજસિક અને તામસિક પ્રકૃતિના પોષક છે માટેજ ધર્મ પ્રણેતાઓએ તેનો નિષેધ કરેલો છે

બટાકા એ ચરબી પોષક છે એવુ એક અમેરિકને હાલમા જણાવ્યુ છે અને તેને અમેરિકામાથી પ્રગટ થતા ફીઝીકલ કલ્ચર નામના અગ્રેજી માસિકમા ( જે માસિકની એક લાખ કોપી ખપે છે ) તે બાબતનો ઉલ્લેખ પણ કર્યો છે, જેનુ અવતરણ આ નીચે આલેખ્યુ છે

Mr L M Hunner writes in Physical Culture " February 1928 ' — " In my case I discovered that by eliminating from my meals white bread and potatoes, I could take off the excess fat which was slowing me up "

ફીઝીકલ કલ્ચરમા મી એલ એમ હેનર ૧૯૨૮ના ફેબ્રુઆરીના માસિકમા લખે છે કે ખોરાકમાથી મેદાની રોટી અને બટાકાનો ત્યાગ કરવાથી હુ મારી વધારાની ચરબી દૂર કરી શકયો કે જે મારા ઉપર ભાર ત હતી અને મારા હરેક કાર્યમા મદતા આણતી હતી

( ૪ ) " જૈન શાસ્ત્ર કહે છે કે મનુષ્યના એક વખતના સ્ત્રી-સભોગમા નવલાખ જીવની હાનિ થાય છે "

આના સમર્થનમા હાલનુ વિજ્ઞાન-શાસ્ત્ર શુ કહે છે તે તપાસીએ અમેરિકાથી પ્રગટ થતા ફીઝીકલ કલ્ચર ના ૧૯૨૮ ના ફેબ્રુઆરીના અકમા ૮૯ મે પાને નીચે પ્રમાણે લખાણ છે

" It is estimated that a vigorons healthy man leading a moral life develops from one to two million spermatozoa at a time

એવી ગણત્રી કરવામા આવી છે કે નિયમિત જીવન ગાળનારા તદુરસ્ત માણસના વીર્યમા એકી વખતે ૧૦ થી ૨૦ લાખ સ્પર્મેટોઝાઆ ( મનુષ્યના જીવ બીજ ) પેદા થાય છે

( ૫ ) આકાશ દ્રવ્ય અરૂપી છે અને તેનો ગુણ " અવકાશ પ્રદાન " એટલે અવકાશ આપવાનો છે છતા નૈયાયિકો તેના ગુણ તરીકે શબ્દને ગણે છે કે જે જૈન સિદ્ધાત શૈલીએ શબ્દ રૂપી છે હવે વિચારો કે જે શબ્દ રૂપી છે, પુદ્ગલ છે, તે અરૂપી આકાશનો કેવી રીતે ગુણ થઇ શકે ? તે તર્કુન બુદ્ધિમા ઉતરે તેવી વાત પણ નથી અત્યારે વાયરલેસટેલીગ્રાફી, રેડીઓ, ટેલીફોન, તાર વગેરે તેની ( શબ્દની ) સિદ્ધતા પણ બતાવી રહ્યા છે જૈન દર્શન શબ્દને પણ સૂક્ષ્મ પુદ્ગલ પરમાણુનો બનેલો સ્કન્ધ માને છે અને પૌદ્ગલિકતા સિદ્ધ કરે છે, નહિ તો શબ્દનુ પકડાવવા પણુ થાય નહિ પુદ્ગલરૂપે તેનુ વ્યાપક પણુ ચૌદ રાજમ લોક માને છે, અત્યારે જે રેડીઓ નીકળ્યો છે તે ઘણુ

દૂરના સ્થળે શબ્દ સભળાવી શકે છે, અને હજુ પણ તેમા આગળ વધવા દેવામા આવશે તો તેથી પણ ઘણે દૂર શબ્દ સભળાવી શકશે એ નિ શસય છે જૈન દર્શન અન્ય દર્શનો કરતા કેટલુ આગળ વધેલુ છે તે આ નીચેની બીના ઉપરથી તેનો સ્હેજે ખ્યાલ આવી શકશે

આ જગત્ સકલ્પ વિકલ્પની સૃષ્ટિથી ઉદ્ભવે છે તેના મૂળરૂપ "શબ્દને" અમુક દર્શન વાળા આકાશનો ગુણ ગણી "ब्रह्म सत्य जग न्मिथ्या" અર્થાત બ્રહ્મ તેજ સત્ય છે અને જગત મિથ્યા માને છે અને આ જગતને નામ રૂપમય માની તેને સ્વપ્ન તુલ્ય, ભ્રમવત્ માની તેની ઉપેક્ષા કરે છે, તેમ તેને સત્ય પણ કહેતુ નથી, તેમ અસત્ય પણ કહેતુ નથી તેમ સત્યા સત્ય પણ કહેતુ નથી પણ આ "કુછક" છે તેમ છીપોલીમા રૂપાની ભ્રાન્તિ તરીકે માને છે અને આથી ઢરી સૃષ્ટિ કર્તાનો ગળે ફાસો ઈશ્વરને શીર ઓઢાડે છે પરતુ વાસ્તવિક રીતે તેમ નથી સસાર ત્યજ્ય છે અને આત્માનુ પરમાત્મપદ પામવુ એજ અતીમ ધ્યેય છે તેવો ઉપરના સૂત્રનો એવો અર્થ કરવો તે તો વ્યાજબી છે પરતુ તેથી કરી જગતની અસ્તિત્વતાનો ઈન્કાર કરવો તે ભૂલ ભરેલુ છે પ્રથમ કાઇ નહોતુ સૂન્ય માથી જગત્ ઉદ્ભવ્યુ પરમેશ્વરે તે બનાવ્યુ આ કહેવુ તે તર્કન મિથ્યા અને અજ્ઞાન સૂચવનારૂ છે પરમેશ્વરે જગત રચ્યુ હોયતો કોઇ જગ્યાએ પરમેશ્વરે તે ઉભા રહીને તો રચ્યુજ હશે.

તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે તે પહેલા જગત તો હતુ જ વેદાતના અઠગ અભ્યાસી સ્વામી રામતીર્થ તો કહે છે કે જેઓ એમ કહેનારા છે કે પરમેશ્વરે જગત બનાવ્યુ તેઓ ઘોડા આગળ ગાડી મૂકે છે એમ કહી કહેનારનો ઉપહાસ્ય કરે છે જૈન દર્શન તો માને છે કે આ સસાર અનાદિકાળથી ચાલતો આવ્યો છે તે કદી ભવ્ય શૂન્ય થવાનો નથી, થયો નથી અને થશે પણ નહિ તેમ મોક્ષ માર્ગ કદી ભરાઇ ગયો નથી, ભરાવાનો નથી અને ભરાઇ રહેશે પણ નહિ તે બન્ને સદાકાળ શાસ્વતા વહેના રહેવાના છે આથી પરિણામ શુ આવ્યુ તે તપાસીએ આ જગત નામ રૂપ મય છે તેમ કહી અમુક દર્શન કારો અટકી જાય છે પરતુ સર્વજ્ઞોએ તો તે નામ રૂપો શાથી થાય છે, જગતની રચના વિચિત્રતા કયા કયા કારણોને લઇને થાય છે તે સ્પષ્ટ રીતે બતાવ્યુ છે અને તે માટે કર્મ ફીલસુફીના ગ્રથે ગ્રથો પણ ભર્યા છે કે જે સર્વજ્ઞ વિના તેમા કોઇ ચચુ-પ્રવેશ પણ કરી શકે નહિ, અને તેની અસ્તિત્વતા માટે ત્રિપદીનો સિદ્ધાત જગત્ સન્મુખ સર્વજ્ઞોએ મૂકેલો છે ત્રિપદીનો સિદ્ધાત એ છે કે ઉત્પાદ વ્યય અને ધ્રુવે કરીને વસ્તુ માત્ર સત્ છે માટે જે દર્શન કારો જગતને આ 'કઇક' છે એમ ભ્રાન્તિ મૂલક માને છે તે સત્ય નથી •

વળી પ ચભુતોની C પત્તિના સ બ ધમા પણ નીચે મુજબ લખાણ છે તે પણ બધ બેસતુ લાગતુ નથી અને કેવળ કલ્પનાના ઘોડા દોડાવ્યા હોય તેમ લાગે છે.

## સૃષ્ટિ કર્તૃત્વવાદની માન્યતા.

અવ્યાકૃત માયામા ચેતનના સ્ફુરણથી તેમાના તમ પ્રધાન માયા દ્રવ્ય (જે વર્તમાન સૃષ્ટિ રચાવાની પૂર્વે સ્તબ્ધ હતુ) મા ક્ષોભ થયો એ ક્ષોભથી બધે સૂક્ષ્મ પરમાણુઓ થઇ રહ્યા પછી તે પરમાણુઓને અગે રહેલી આકર્ષક અને ઉત્સારક શક્તિઓ જાગૃત થઇ જેથી તે પરમાણુઓ ભેળા થઇ તેમના જુદા જુદા સમુહો બન્યા આ સમુહો બનતી વખતે જ્યારે એક એક મધ્ય બિન્દુ તરફ બીજા પરમાણુઓ આકર્ષાઇ આવે ત્યારે સૂક્ષ્મ આઘાતથી સૂક્ષ્મતમ શબ્દ (ધ્વનિ) ઉત્પન્ન થાય એ સ્પષ્ટ છે માયાના પ્રથમ વિકારરૂપ આ દ્રવ્યને આકાશ કહે છે, તેનો ખાસ ગુણ શબ્દ છે અને તેનુ સ્વરૂપ અવકાશ એ છે વળી આ શબ્દ ગુણ સહિત આકાશ દ્રવ્યની ઉત્પત્તિ થયા પછી તેમાના કેટલાક પરમાણુઓમા વિશેષ ગતિ ઉત્પન્ન થવાને લીધે વધારે આઘાત (સ્પર્શ) ઉત્પન્ન થયો તેથી આ દ્રવ્યના પરમાણુઓમાથી અગ્નિ તત્વ ની ઉત્પત્તિ થઇ અને અગ્નિતત્વના પણ કેટલા એક પરમાણુઓમાથી રસરૂપ જળ તત્વની ઉત્પત્તિ થઇ અને જળ તત્વના પણ કેટલાક પરમાણુઓમાથી પૃથ્વી તત્વની ઉત્પત્તિ થઇ એ રીતે આકાશ વાયુ-અગ્નિ-જળ અને પૃથ્વિ એ પાચ તત્વોના પરમાણુઓ એટલે તન્માત્રાઓ પ્રથમ ઉત્પન્ન થયા એ બધા પચ મહાભુતો પણ કહેવાય છે, આ કલ્પનાના થોડા સૃષ્ટિ કર્તા

ઈશ્વરને માનનારને માટે ઘટી શકે છે અને તે કેવળ કલ્પ નાનાજ ઘોડા છે તે સત્યની પેલી પાર છે સૃષ્ટિ રચનાની શરૂઆતમા કર્ત્તાના ચેતનનુ અવ્યાકૃત માયામા સ્કુરણ થાય છે અને તેમાથી તમ પ્રધાન માયાદ્રવ્યમાં ક્ષોભ થાય છે અને ક્ષોભ થયા પછી પરમાણુઓની આકર્ષક અને ઉત્સારક શકિતઓ જાગૃત થાય છે અને જે પરમાણુઓના સમૂહો ટીચાઈ ધ્વનિ થાય છે અને તે પછી વાયુ થાય છે અને તે પછી અનુક્રમે અગ્નિ, જળ, અને પુથ્વી થાય છે

યોગદિવાકર

આ કથન સત્ય ઠરી શકતુ નથી કારણકે પ્રથમતો સૃષ્ટિ કર્ત્તા ઠરી શકતો નથી. વળી જેઓ સર્વજ્ઞ, નિષ્ક્રિય પ્રભુ છે તેમનુ અવ્યાકૃત માયામા સ્કુરણ થાય પણ કેવી રીતે ? સાખ્યાદિ મતવાળા પણ તેનો સખ્ત વિરોધ કરે છે તો પછી આ કથનને સત્યતાનો ટેકોજ કયા રહ્યો ? ભૂત શબ્દજ બતાવી આપે છે કે તે કોઇ જીવવાળુ બીજક હોવુ જોઇએ. જૈન શાસ્ત્રમા પૃથ્વિકાય, અપકાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાય એ પાચ પ્રકારના એકેન્દ્રિય જીવો કહેલા છે તેના સૂક્ષ્મ અને બાદર બે પ્રકાર કહેલા છે અને જે સૂક્ષ્મ છે તે યાવત્ ચૌદ રાજ્ય લોક વ્યાપક છે જે બાળ્યા બળાય નહિ, છેદ્યા છેદાય નહિ, સર્વજ્ઞ થાતો તે દિવ્ય ચક્ષુ જોઈ શકે છે. ચર્મચક્ષુથી તે જોઇ શકાતા નથી અને જે બાદર છે તે સ્થૂલ

હોવાથી દેખી શકાય છે આમ માનવાથી પરમેશ્વરને ભૂતો બનાવવાની કડાકુટમા ઉતરવુ પડતુ નથી તે એકમાથી અનેક બીજુ નથી પણ તે વ્યક્તિ રૂપે ભૂતો સ્વતન્ત્ર છે તેના શબ્દના અર્થ ઉપરથી પણ તે સિદ્ધ થાય છે તેમ તેના ભેદો પણ જુદા જુદા છે અને સદા શાસ્વતા છે જીનેશ્વર પ્રભુએ જગતમા છ દ્રવ્યજ કહેલા છે અને તે સદા શાસ્વતા છે, જેનો અભ્યાસ મુમુક્ષુઓને કરવા જેવો છે તે છ દ્રવ્યના નામ- ( ૧ ) ધર્માસ્તિકાય ( ગતિ ક્રિયા પરિણિત દ્રવ્ય , ( ૨ ) અધર્માસ્તિકાય ( સ્થિતિ ક્રિયા પરિણિત દ્રવ્ય ) ( ૩ ) આકાશાસ્તિ કાય ( અવકાશ આપનાર ) ( ૪ ) પુદ્ગલાસ્તિકાય ( પુદ્ગલો જેનો ગમન, પડન, વિધ્વસ મિલન સ્વભાવ છે તે) ( ૫ ) કાળ ( જે પુદ્ગલોનુ નવપુરાણુ ભાવનુ કારણ છે તે ઉપચારથી દ્રવ્યથી માનેલુ છે ) આ પ્રમાણે સમષ્ટિમા છ દ્રવ્ય છે તે શિવાય અન્ય કઇ નથી

તાત્પર્ય—જૈન દર્શન સબધી આ બે બોલ આલેખવાનો આશય એ છે કે જગત્મા સત્વ શોધક જીવો સત્યનુ શોધન કરે અને હસવત્ તેમાથી સાર વસ્તુનુ ગ્રહણ કરે તેમજ જૈન દર્શન કેવુ વિશાળ છે, તે સર્વજ્ઞ કથિત છે, કોઈપણ જાતના દોષાપત્તિથી વેગળુ છે-તેના સિદ્ધાતો સર્વ માન્ય થઈ શકે તેવા છે, તેમા સકુચિતતાને જરાપણ સ્થાન નથી એજ કહેવાનો અતિમ ધ્યેય છે.

પ્રસિદ્ધ કર્તા.



# जैन तत्त्वसार-सारांश.

## जीव कर्म-विचार.

---

## અધિકાર પહેલો.

### આત્મા.

પ્ર૦ આત્મા કેવો છે ?

ઉ૦ આત્મા નિત્ય, વિભુ, ચેતનાવાન અને અરૂપી છે

પ્ર૦ આત્મા નિત્યાનિત્ય કેવીરીતે છે ?

ઉ૦ આત્મા દ્રવ્યરૂપે નિત્ય છે અને મનુષ્ય ભવ દેવાદિ પર્યાયરૂપે અનિત્ય છે

પ્ર૦ વિભુ એટલે શું ?

ઉ૦ વિભુ એટલે વ્યાપક અર્થાત સર્વત્ર વ્યાપવાની સત્તા સહિત છે પણ સામા યત સ્વશરીરમાજ વ્યાપીને રહે છે

પ્ર૦ ચેતના એટલે શુ ?

ઉ૦ સામાન્ય અને વિશેષ ઉપયોગને ચેતના કહે છે

પ્ર૦ અરૂપી એટલે શુ ?

ઉ૦ અરૂપી એટલે રૂપ, આકાર, આકૃતિ કે મૂર્તિ રહિત અરૂપી કહેવાય છે જેને વર્ણ, ગ ધ રસ અને સ્પર્શ હોય નહિ તેને પણ અરૂપી કહે છે

## કર્મો

પ્ર૦ કર્મો કેવા છે ?

ઉ૦ કર્મો જડ, રૂપી અને પુદ્ગલ પરિણામ છે

પ્ર૦ જડ એટલે શુ ?

ઉ૦ જે ચેતના રહિત છે તે જડ છે

પ્ર૦ કર્મો કેવા છે ?

ઉ૦ કર્મો રૂપી છે ( કર્મો રૂપી છે પરતુ તે અતિસૂક્ષ્મ છે જેથી તે ચમચક્ષુથી દેખી શકાતા નથી પણ કેવળજ્ઞાની તેને જોઇ શકે છે. )

પ્ર૦ પુદ્ગલ એટલે શુ ?

ઉ૦ પુદ્ગલ એટલે પુરણ (સ્કન્ધની અપેક્ષાએ પુરાવાના અથવા ભરાવાના) અને ગલન (ખરી જવાના) સ્વભાવવાળા છે તેને પુદ્ગલ કહેવાય છે

## જીવો

પ્ર૦ જીવો કેટલા છે?

ઉ૦ જીવો અનંત છે

પ્ર૦ જીવના કેટલા ભેદ છે અને તે કયા કયા?

ઉ૦ જીવના બે ભેદ છે (૧) સંસારી (૨) સિદ્ધના

પ્ર૦ સંસારી જીવ કોને કહે છે?

ઉ૦ જે કર્મ સહિત છે તે સંસારી જીવ કહેવાય છે

પ્ર૦ સિદ્ધના જીવ કોને કહેવા?

ઉ૦ જે કર્મથી રહિત છે તે સિદ્ધના જીવ કહેવાય છે

પ્ર૦ સંસારી જીવોના મુખ્ય કેટલા ભેદ છે અને તે કયા કયા?

ઉ૦ સંસારી જીવોના મુખ્ય બે ભેદ છે (૧) સ્થાવર (૨) ત્રસ

પ્ર૦ સ્થાવરના કેટલા ભેદ છે અને તે કયા કયા?

ઉ૦ સ્થાવરના પાંચ ભેદ છે (૧) પૃથ્વીકાય (૨) અપકાય (૩) તેઉકાય (૪) વાઉકાય (૫) વનસ્પતિકાય

પ્ર૦ ઇન્દ્રિયો કેટલીક છે અને તે કઇ કઇ?

ઉ૦ ઇન્દ્રિયો પાચ છે (૧) સ્પર્શેન્દ્રિય (૨) રસેન્દ્રિય (૩) ઘ્રાણેન્દ્રિય (૪) ચક્ષુરિન્દ્રિય (૫) અને શ્રોતેન્દ્રિય.

પ્ર૦ ત્રસના કેટલા ભેદ છે અને તે કયા કયા ?

ઉ૦ ત્રસના ચાર ભેદ છે (૧) બેઇન્દ્રિય (૨) તિઇન્દ્રિય (૪) ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવો ત્રસના ભેદો કહેવાય છે

પ્ર૦ સ્થાવર એટલે શું ?

ઉ૦ જે સ્થિર રહે તે સ્થાવર કહેવાય છે

પ્ર૦ ત્રસ જીવ કોને કહેવા

ઉ૦ જે હાલે ચાલે (પોતાની મેળે) તેને ત્રસ જીવો કહેવા

પ્ર૦ દરેક ઇન્દ્રિયના જીવોના નામ કહો.

ઉ૦ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના જીવો એકેન્દ્રિય કહેવાય છે, કૃમિ આદિ જીવો બે ઇન્દ્રિય, કીડી પ્રમુખ ત્રીઇન્દ્રિય, અને ભ્રમરાદિ ચઉરિન્દ્રિય તેમજ દેવ, મનુષ્ય, નારકી, પશુ પખી, મત્સ્ય, સર્પ, નકુલ વગેરે પચેન્દ્રિય જીવો કહેવાય છે

પ્ર૦ પચેન્દ્રિયના કેટલા ભેદ છે અને તે કયા કયા.

ઉ૦ પચેન્દ્રિયના ચાર ભેદ છે (૧) દેવ, (૨) મનુષ્ય, (૩) નારકી (૪) અને તિર્યંચ

પ્ર૦ વનસ્પતિના મુખ્ય કેટલા ભેદ છે અને તે કયા કયા?

ઉ૦ વનસ્પતિના મુખ્ય બે ભેદ છે (૧) સાધારણ (૨) પ્રત્યેક

પ્ર૦ સાધારણ વનસ્પતિકાય એટલે શુ ?

ઉ૦ જેમના શીર, સાધા અને ગાઠો ગુપ્ત હોય અથવા જેમના સરખા ભાગ થઇ શકે છે અથવા જે તતુ-રહિત હોય છે અથવા જે છેદાયા થકા ઉગે છે એવી કાદા, અકુરા, આદુ, હળદર, (લીલી) ગાજર, ગળો, કુમાર પાઠુ ઇત્યાદિ વનસ્પતિને સાધારણ વનસ્પતિ કહેવાય છે જેના પ્રત્યેક શરીરમા અનત જીવો હોય છે અનતકાય અથવા સાધારણ વનસ્પતિકાય એને "નિગોદ" એવી પણ સજ્ઞા છે

પ્ર૦ પ્રત્યેક વનસ્પતિકાય એટલે શુ ?

ઉ૦ જેના એક શરીરે એક જીવ હોય તેને પ્રત્યેક વન-સ્પતિકાય કહે છે

પ્ર૦ પૃથ્વી આદિ એકેન્દ્રિયના કેટલા ભેદ છે? અને તે કયા કયા ?

ઉ૦ એકેન્દ્રિય જીવોના બે ભેદ છે (૧) સુક્ષ્મ (૨) બાદર (સ્થુલ)

પ્ર૦ સુક્ષ્મ એટલે શુ ?

ઉ૦ જે જીવો સર્વ લોકાકાશમાં વ્યાપીને રહેલ છે ત થાપિ તે ચર્મચક્ષુથી જોઈ શકાતા નથી તેને સૂક્ષ્મ જીવો કહે છે

પ્ર૦ બાદર એટલે શુ ?

ઉ૦ બાદર જીવો એટલે જે જીવો ચર્મચક્ષુથી જોઇ શકાય છે તેને બાદર જીવો કહે છે

પ્ર૦ જીવોની યોનિ ( ઉપજવાનુ સ્થાન ) કેટલી છે ?

ઉ૦ ચોરાશી લાખ જીવાયોનિ ( એટલે જીવોને ઉપજવાનુ સ્થાન ) છે

પ્ર૦ યોનિ એટલે શુ તે વિસ્તારથી સમજાવો

ઉ૦ જીવોના ઉત્પત્તિ સ્થાન-ઉત્પત્તિ સમયે સમાન સ્પર્શ રૂપ રસ, ગધ અને વર્ણવાળા હોય તેમની એક જાતિની યોનિ કહેવી છે

પ્ર૦ કર્મો કેટલા છે ?

ઉ૦ જીવો કરતા અનતા છે જીવના એક એક પ્રદેશમા શુભાશુભ કર્મની અનતી વર્ગણાઓ ( સમુહો ) ર હેલી છે તે સવજ્ઞ જોઇ શકે છે

પ્ર૦ સસારી જીવો કેવા હોય છે તે દાખલો આપી સમ જાવો.

ઉ૦ ખાણુ ની અંદર સોનુ જેમ માટીમા વ્યાપ્ત છે તેવી રીતે લોકાકાશમા સ સારી જીવો, કર્મોથી આવૃત્ત ( ઢંકાયલા ) હોય છે

પ્ર૦ ભિન્ન જાતિ ( સ્વભાવ અથવા સત્તા ) વાળા કર્મોનો અને આત્માનો યોગ કેવી રીતે થયો ?

ઉ૦ જેવી રીતે ખાણમા માટીનો અને સોનાનો, અરણીના લાકડાનો અને તેમા રહેતા અગ્નિનો, દુધનો અને તેમા રહેલા ઘીનો યોગ સમકાલે ( એકી વખતે ) થએલો હોય છે વળી સૂર્યકાન્ત-મણિનો અને તેમા રહેલા અગ્નિનો તથા ચન્દ્રકાન્ત મણિનો અને તેમા રહેલા અમૃતનો યોગ સાથે ઉત્પન્ન થયેલો હોય છે તેવીજ રીતે કર્મોનો અને આત્માનો યોગ કેવળ જ્ઞાનિઓએ અનાદિ કાળથી સ સિદ્ધ કહ્યો છે

પ્ર૦ આત્મા કર્મથી મુક્ત કેવી રીતે થઇ શકે છે ?

ઉ૦ જેમ સોનુ માટીના સ યોગથી અગ્નિના પ્રયોગે કરી મુક્ત થઈ શકે છે તેવી રીતે તથાપ્રકારની સામગ્રી મળ્યે આત્મા પણ કર્મથી છુટો થઇ શકે છે

## ‘ પર્યાયકારના કથન ઉપર ટિપ્પણી ’

( ૧ )

પ્ર૦ જીવોને કર્મ સાથે અનાદિ સબંધ ન માનવામા આવે તો શુ દૂષણો લાગે છે ?

ઉ૦ જો જીવ પહેલો અને કર્મની ઉત્પત્તિ પછી થઇ એમ માનવામા આવે તો કર્મ રહિત આત્મા નિર્મળ સિદ્ધ થાય અને નિર્મળ આત્મા સસારમા ( શરીરધારી ) ઉત્પન્ન થઈ શકે નહિ કારણકે નહિ કરેલા કર્મનુ ફળ ભોગવવાનુ તેને હોય નહિ અને વિના કરે ભોગવવામા આવે તો સિદ્ધને પણ કર્મનુ ફળ ભોગવવુ પડે અને આથી તો કૃતનો નાશ અને અકૃત ( નહિ કરેલનુ ) નુ આગમન ઈત્યાદિ દૂષણ લાગે

( ૨ )

પ્ર૦ કર્મ પહેલા ઉત્પન્ન થયા અને પછીથી જીવ માનીએ તો તે વ્યાજબી છે ?

ઉ૦ ના, તે પણ વ્યાજબી નથી કારણ કે જેમ માટી માથી ઘડો ઉત્પન્ન થાય છે તેમ જેમાથી જીવ ઉત્પન્ન થઇ શકે તેવા ઉપાદાન કારણ વિના જીવ શી રીતે ઉત્પન્ન થઇ શકે ? વળી જીવે જે કર્મો ન કર્યા હોય તેનુ ફળ પણ તેને હોય નહિ અને જીવ (કર્ત્તા) વિના કર્મ ઉત્પન્ન થઈ શકે નહિ ઈત્યાદિ

(૩)

પ્ર૦ જો જીવ અને કર્મ એકજ વખતે ઉત્પન્ન થયેલા માનીએ તો તે ઘટી શકે છે?

ઉ૦ ના, તે પણ ઘટી શકતુ નથી જો જીવ અને કર્મ એકજ વખતે ઉત્પન્ન થયેલા માનીએ તો તે પણ અસત્ છે કારણકે સાથે ઉત્પન્ન થનારી વસ્તુમા કર્તા અને કર્મનો ભેદ હોય નહિ વળી જીવે જે કર્મ કર્યું ના હોય તેનુ ફળ જીવને હોય નહિ વળી જેમાથી જીવ અને કર્મ ઉત્પન્ન થઈ શકે એવા ઉપાદાન કારણ વિના જીવ અને કર્મ પોતાની મેળેજ ઉત્પન્ન થઈ શકે નહિ ઈત્યાદિ

(૪)

પ્ર૦ સચ્ચિદાનંદ જીવ એકલોજ છે અને કર્મ છેજ નહિ એમ માનીએ તો તે શુ વાસ્તવિક છે?

ઉ૦ ના, તે પણ વાસ્તાવિક નથી કારણકે તેથી કરીને જગતની વિચિત્રતા સિદ્ધ થાય નહિ કે જે વિચિત્રતા આપણે નજરે જોઈએ છે

પ્ર૦ જીવ અને કર્મ કઇજ નથી એમ માનીએ તો ચાલે?

ઉ૦ ના, તેમ પણ માની શકાય તેમ નથી કારણકે જો જીવજ નથી તો તે જ્ઞાન કોને થયુ કે કઇજ છે નહિ

સારાંશ—આ ઉપરથી જોઈ શકાશે કે જીવ અને કર્મનો સંયોગ સબધ પ્રવાહથી અનાદિ છે અને એજ માનવુ તે યુક્તિથી પણ સિદ્ધ છે

"અજ્ઞાન તિમિર ભાસ્કર"

## जीव कर्म–विचार

## અધિકાર–બીજો.



પ્ર૦ કર્મો જડ છે તેથી તે પોતાની મેળે શું આશ્રય લેવા સમર્થ છે ?

ઉ૦ હા, દાખલા તરિકે લોહચુંબક જેમ લોઢાને ખેંચે છે તેવીજરીતે કર્મો પણ આશ્રય લેવા સમર્થ છે

પ્ર૦ આત્મા શુદ્ધ (ચેતના યુક્ત) છે તેથી તે સુખને માટે શુભકર્મોને જાણતા છતા ગ્રહણ કરે તે તો સ્વાભાવિક છે પરંતુ તે દુઃખનો દ્વેષી છતા અશુભ કર્મોને કેમ ગ્રહણ કરે ?

ઉ૦ જીવ હમેશા સુખ દુખના હેતુભુત પચ સમવાય (કાળ, સ્વભાવ, નિયતિ, પર્વજન્મ કૃત અને પુરૂષાર્થ) ની પ્રેરણાથી જાણુતા છતા જેમ શુભ કર્મોને ગ્રહણ કરે છે તેમ અશુભ કર્મોને પણ ગ્રહણ કરે છે, દાખલા તરીકે, ચોર, પરસ્ત્રીગામી વ્યાપારી અને મતધારી આદિ તેવા પ્રકારના ભાવી ભાવને લીધે જાણુતા છતા શુભાશુભ કૃત્યો કરે છે (૨) રોગી માણુસ પોતાના રોગની શાન્તિ ઇચ્છવા છતા અપથ્યથી ભવિષ્યમા પોતાને થનાર કષ્ટ પોતે જાણુતા છતા રોગથી પરવશ થઇને અપથ્યનુ સેવન કરે છે.

પ્ર૦ જીવનો જ્ઞાન વિના પણ શુ કર્મો ગ્રહણ કરવાનો સ્વભાવ છે?

ઉ૦ તે જ્ઞાન વિના પણ લોહચુબક જેમ લોહને આકર્ષી શકે છે તેવીરીતે જીવ પણ કાળાદિથી પ્રેરાઇ સમીપમા રહેલા શુભાશુભ કર્મોને વગર વિચારે પણ ગ્રહણ કરી શકે છે.

❦

# जीवकर्म विचार

## અધિકાર ત્રીજો.



પ્ર૦ જીવ તો અરૂપી છે તો તે હાથપગની મદદ વિના કર્મો શેનાવડે ગ્રહણ કરે છે ?

ઉ૦ આત્મા પોતાની શકિતથી અને કાળાદિ સ્વભાવાદિથી પ્રેરાઇને ઇન્દ્રિયાદની મદદ વીના પણ ભવિષ્યત કાલમા ભોગવવા યોગ્ય કર્મોને ગ્રહણ કરે છે જુઓ ! ઔષધિથી સિધ્ધ કરેલ પારાની ગુટિકા જોકે તેને હાથપગ હોતા નથી છતા દુધ વગેરેનુ પાન કરાવે છે, સીસાને તથા પાણીને તે શોપી લે છે, શબ્દવેધ કરવાનુ બળ આપે છે તથા શુક્રની વૃદ્ધિ કરે છે તો પછી આત્મા કે જેની શક્તિ અચિન્ત્ય છે તે શુ શુ ન કરે ? વળી જુઓ ! વનસ્પતિ હાથ પગ વિના આહાર ગ્રહણ કરે છે, નાળીયેર પ્રમુખના મૂળમા પાણી સિંચો છો ને તે પાણી ફળને મળે છે એટલુ જ નહિ પણ પ્રાય સર્વ વસ્તુ પોતાની મેળે પાણી ગ્રહણ કરીને આર્દ્ર થાય છે, આવીરીતે જીવ પણ કર્મને ગ્રહણ કરે છે,

પ્ર૦ વસ્તુ પોતાની મેળે પાણી ગ્રહણ કરી આર્દ્ર થાય છે તે શુ પાણીની શકિતને લઇને યતી નથી ?

ઉ૦ જો પાણીની શકિતથી વસ્તુ આર્દ્ર થાય છે એમ માનો તો કોરડુ કેમ ભેદાતા નથી ? મગશળીયો પાષાણ કેમ ભીંજાતો નથી

સાગરા—સારાશમા લખવાનુ કે જેને જે વસ્તુ ગ્રહણ કરવા યોગ્ય હોય તે તેજ વસ્તુને ગ્રહણ કરે છે દાખલા તરીકે લોહચુબક બધી ચીજોને પડતી મુકી ફકત લોઢાનેજ ગ્રહણ કરે છે તેવીરીતે ભવિષ્યકાળમા બનવાનુ હોય તેવી તેવી પ્રેરણાઓ ને વશ થઇ જીવ-કર્મ-પુદ્ગલોને ગ્રહણ કરે છે દાખલા તરીકે સૂનેલો માણસ સ્વપ્નવશ થઇને મનથી અનેક ક્રિયાઓ કરે છે તે વખતે તેની પાચ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો બળ પ્રવર્ત્તાવતી નથી છતા આત્મા શુ કર્મને ગ્રહણ નથી કરતો ?

પ્ર૦ સ્વપ્ન એ શુ ભ્રમ છે ?

ઉ૦ ના તે ભ્રમ નથી સ્વપ્નનુ પણ વખને બહુ મોટુ ફળ હોય છે કોઇ ઉત્તમ પુરૂષને સ્વપ્ન યથાર્થ ફળ આપે છે તેમ કર્મ પણ જીવને ફળ આપે છે

પ્ર૦ જીવની ઉત્પત્તિ કાળથી માડીને અવસાન સુધી આત્મા ગર્ભમા શી શી ક્રિયાઓ કરે છે તે જણાવો.

૬૦ જીવ ગર્ભની અંદર શુક્ર અને રજ મધ્યે રહી થયો ચિત્ત આહાર કરી ઇન્દ્રિય બળ વિના પોતાની મેળે ઉતાવળે સર્વ ધાતુઓને નિપજાવે છે તેમજ રોપ માર્ગે આહાર લઈને ખવને પડયો મૂકી રસોનો આશ્રય લે છે અને તેના મળનો વારવાર બળથી ત્યાગ કરે છે વળી સત્વ રજસ અને તમસ એ ત્રણે ગુણોને ધારણ કરતો સદ્‌જ્ઞાન,–વિજ્ઞાન–ક્રોધ–માન માયા-લોભ–હિતાહિત– આચાર વિચાર– વિદ્યા—રોગ સમાધિ આદિને ધારણ કરે છે એ રીતે આત્મા ઇન્દ્રિયાદિની મદદ વિના શરીરની અંદર ક્રિયાઓ કરી રહ્યો છે અને વળી મુદત પુરી થયે જેમ ઘરનો સ્વામી જાય છે તેમ તે પણ ઓરીઆમાથી નીકળી જાય છે

ભાવાર્થ—આવી રીતે આત્મા શરીરની અંદર સ્થિતિ કરીને અને શરીરમા વ્યાપિને હસ્તાદિ તથા ઇન્દ્રિયોની મદદ વિના ક્રિયાઓ કરે છે અને સૂક્ષ્મ તેમજ સ્થૂળરૂપી દ્રવ્યોને ગ્રહણ કરે છે ત્યારે સૂક્ષ્મતમ કર્મોને પણ કેમ ગ્રહણ કરે નહિ? વળી આ જીવ રૂપ તથા હસ્તાદિ રહિત છતા આવા રૂપી શરીરને આહાર પાનાદિ ઇન્દ્રિયોના વિષયોમા તથા શુભાશુભ આરંભના કામોમા કેવી રીતે પ્રવર્તાવે છે તેનો પણ વિચાર કરવા જેવો છે. જો જીવના ઉદ્યમ વિના

ઇન્દ્રિયો અને હસ્ત પ્રમુખ અંગોથીજ સર્વ ક્રિયાઓ થતી હોય તો તો જીવ રહિત મુડદા ઇન્દ્રિયો છતા કેમ ક્રિયા કરતા નથી ? આથી સિદ્ધ થાય છે કે શુભાશુભ કર્મ આત્માજ કરે છે એકલા અંગો કર તાજ નથી. વળી ધ્યાની પુરૂષ બાહ્યગત ઇન્દ્રિયોની મદદ વિના ઇચ્છિત કાર્યો કરે છે અને જલ, પુષ્પ, ફળ, તથા દીપ એ દ્રવ્યો વિના સદ્ભાવ પૂજાને સફળ કરે છે તેવી રીતે જીવ્હાની મદદ વિના જાપ જપે છે-કર્ણની મદદ વિના સાંભળે છે આ જીવ પણ ઇન્દ્રિયો તથા હસ્તાદિની મદદ વિના કાળ, સ્વભાવાદિ પચ સમવાયથી પ્રેરાઇને કર્મોને ગ્રહણ કરે છે

પ્ર૦ જીવના એક એક પ્રદેશમા અનત કર્મો લાગેલા છે તો તે પિડિત ભૂત થઇને દેખાતા કેમ નથી ?

ઉ૦ સૂક્ષ્મતમ કર્મો આપણા જેવા ચર્મચક્ષુવાળાથી દેખાતા નથી, પણ જ્ઞાનીઓ માત્ર તેમને પોતાની દિવ્ય જ્ઞાન દૃષ્ટિના ઉદયથી જોઇ શકે છે દૃષ્ટાત તરીકે કોઈ પાત્ર કે વસ્ત્રાદિમા લાગેલા સુગધી અથવા દુ-ર્ગંધી વસ્તુની ગધના પુદ્ગલો નાકથી જાણી શકાય છે પણ પિડિત-ભૂત થયા છતા નયનાદિથી દેખી

શકાતા નથી માત્ર કેવળજ્ઞાની તેમને જોઈ શકે છે વળી જેમ સિદ્ધ કરેલા પારામા પાન કરેલુ સુવર્ણાદિ દૃષ્ટિથી દેખી શકાતુ નથી પણ જ્યારે કોઈ સિદ્ધ યોગી પુરૂષ તેને પારામાથી બહાર કાઢે છે ત્યારે તેની સત્તા નિશ્ચિત થાય છે તેમ જીવને લાગેલા કર્મોને માત્ર જ્ઞાની જાણી શકે છે બીજો કોઈ નહિ

---

## जीव-कर्म विचार

## અધિકાર ચોથો

પ્ર૦ જીવ અમૂર્ત છે અને કર્મો મૂર્ત છે તો તે બેનો સયોગ ન્યાયથી કેવી રીતે ઘટી શકે ?

ઉ૦ જીવની શકિત અને કર્મના સ્વભાવને લેઇને તેમનો સયોગ ઘટી શકે છે ગુણનો આશ્રય દ્રવ્ય છે "गुणानाम् आसवो द्रव्यम्" સસારી જીવ-દ્રવ્યનો ગુણ કર્મ છે એટલે ગુણ ( કર્મ ) ગુણીનો આશ્રય

લે એ ન્યાય છે દાખલા તરિકે અમૂર્ત આકાશને વિચિક્ષણો મૂર્ત તથા અમૂર્ત-ગુરૂ તથા લઘુ સર્વ પદાર્થનો આધાર માને છે વળી વિચારો કે આ અરૂપી આકાશ નિરતર રૂપી દ્રવ્યોને કેવી રીતે ધારણ કરે છે ? વળી વિષય કષાયાદિ, કામ કળા ગુણ ક્રિયાએ એ વિષયોને આત્મા શરીરમા અદૃશ્ય રૂપે રહ્યો છતો ધારણ નથી કરતો ? વળી આ દૃશ્યમાન શરીરને અદૃશ્ય આત્મા કેવી રીતે ધારણ કરે છે ?, જેમ કર્પુર, હિમ વગેરે સારી નરસી વસ્તુની ગધ સ્થિતિ પ્રમાણે આકાશને આશ્રી રહે છે, તેમ કર્મો પણ જીવને આશ્રી રહે છે ઈત્યાદિ પ્રત્યક્ષ દાખલા ઓથી નિશ્ચિત છે કે કર્મો આત્માનો આશ્રય લે છે વળી આ સબધમા કોઈ કહે કે ગુણો તો શરીર આશ્રી છે તો આત્મા જીવ રહિત થયા પછી કેમ દેખાતા નથી ? વળી વધારે દૂર ન જતા જે ભવી ( સસારી ) કહેવાય છે તેથી આત્માનો અને કર્મોનો આશ્રયાશ્રેય ભાવ-આધારાધેય સબધ-પણ નિશ્ચય થાય છે.

# જીવ-કર્મ વિચાર

## અધિકાર પાચમો.



૫૦ જો જીવનો કર્મ ગ્રહણ કરવાનો સ્વભાવ છે તો પછી તે સ્વભાવને છોડીને સિદ્ધ કેવી રીતે થાય છે ?

૬૦ જીવનો અને કર્મનો અનાદિ સબધ છે, છતા તે આ મેગ્રી મળવાથી કર્મ ગ્રહણ કગ્વાનુ છોડી શિવ પામી સિદ્ધ થાય છે દાખલા તરિકે પારાનો સ્વભાવ ચચળ અને અગ્નિમા અસ્થીર રહેવાનો છે, છતા તથા પ્રકારની ભાવના દેવાથી પારો અગ્નિમા સ્થીર રહે છે જો કે અગ્નિનો દાહકતાનો મૂળ સ્વભાવ છે, છતા તેમા પારો સ્થિર રહે છે

બીજો દાખલો—અગ્નિમા દાહકતાનો ગુણ છે, છતા મત્રના યોગ કે ઔષધિ વડે તેને બાધવાથી તેમા પ્રવેશ થઇ શકે છે વાયુનો સહજ સ્વભાવ ચચળ વર્તે છે, પરતુ જ્યારે તેને પખાલમા નિરૂદ્ધ કરવામા આવે છે ત્યારે તેનો ચળ સ્વભાવ જતો રહે છે. વળી અભ્રક, સુવર્ણ, રત્ન કે ભસ્મ અને સિદ્ધ પારાને

અગ્નિ દહન કરતો નથી તો એવે વખતે અગ્નિમાંથી મૂળની દાહકતા ક્યાં જાય છે ?

સારાંશ—આ પ્રમાણે સિદ્ધોમાં કર્મયોગ જતો રહે છે

પ્ર૦ સિદ્ધ જીવોમાં કેવી રીતે કર્મ-બંધ થતો નથી ?

ઉ૦ ધાન્ય પ્રમુખનું બીજ જ્યારે બળી જાય છે, ત્યારે તેમાંથી અંકુરોત્પત્તિ થતી નથી તેવી રીતે સિદ્ધના જીવોમાં કર્મ-બીજ બળી જવાથી તેને કર્મ-બંધ થતો નથી

---

# जीव-कर्म विचार.

## અધિકાર છઠ્ઠો.

પ્ર૦ જગતના જીવો કર્મ પ્રમાણે સુખદુઃખ ભોગવે છે તે કર્મોને કોઇ ભગવાન કે કોઇ બીજી વ્યક્તિ પ્રેરણા કરનાર હોવી જોઇએ કારણકે જીવ સ્વાભાવિકરીતે સુખનો રાગી અને દુઃખનો દ્વેષી હોય છે તે પોતાની ઇચ્છાએ શુભ અને અશુભ કર્મોને કેમ ભોગવે ?

ઉ૦ જીવનો સ્વભાવ શુભાશુભ કર્મોને ગ્રહણ કરવાનો છે તેને પોતાના કર્મ સિવાય જગતમા બીજો સુખ દુખ આપનાર નથી જેઓ કર્મનો સિદ્ધાંત જાણે છે તેઓ તો કર્મનેજ ભાગ્ય, ભગવાન, સ્વભાવ, અદૃષ્ટ કે વિધાતા માને છે

પ્ર૦ કર્મો અજીવ છે, જડ છે તેથી તે શુ કરી શકે? માટે તેને કોઈ પ્રેરક હોવો જોઇએ

ઉ૦ કર્મો જડ છે છતા તેનો એવો સ્વભાવ છે કે તે સદા કોઇની પણ પ્રેરણા વિના પોતાની મેળે આત્માને સ્વસ્વરૂપ યોગ્ય ફળ પમાડે તેથી તેનો કોઈ પ્રેરક હોતો નથી.

પ્ર૦ જીવોને કર્મની સાથે કેવો સબધ છે?

ઉ૦ જે જીવો અજીવ શરીરની સાથે સબધ રાખી હાલ જીવે છે, પૂર્વે જીવતા હતા અને ભવિષ્યમા જીવશે, તે સર્વેને કર્મોની સાથે ત્રિકાલિક સગમ હોવાનુ શાસ્ત્રકાર જણાવે છે

પ્ર૦ આ જગત કેવુ છે?

ઉ૦ આ સમસ્ત જગત્ ષડ્દ્રવ્ય અને પચસમવાયમય છે

પ્ર૦ ષડ્દ્રવ્યનાં નામ અને તેની સમજણ આપો

ઉ૦ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવ અને કાળ એ ષડ્દ્રવ્યના નામ છે તેમા

ધર્માસ્તિકાય ચાલવામા સ્હાય કરે છે અધર્માસ્તિકાય સ્થિતિ કરવાની પ્રેરણા કરે છે આકાશાસ્તિકાય, અવકાશ આપે છે પુદ્ગલાસ્તિકાયવડે જીવ આહાર વિહારાદિ કરે છે પુદ્ગલાસ્તિકાયની અદર કર્મોનો અતર્ભાવ થાય છે કાળ, મનુષ્યાદિ સર્વ પ્રમાણ યુક્ત વસ્તુનુ પ્રમાણ કરવામા ઉપયોગી છે જીવ ચેતનાવત હોય છે

પ્ર૦ જીવ કોના સામર્થ્યથી કર્મોનુ ગ્રહણ, ધારણ, ભોગ અને શમન કરે છે?

ઉ૦ જીવ પચ સમવાય ( કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વ–જન્મ કર્મ અને પુરૂષાર્થ ) ના સામર્થ્યથી શુભાશુભ કર્મોનુ ગ્રહણ, ધારણ, ભોગ, શમન આદિ કરે છે અને જેમનાથી પ્રેરાઈને જીવો સુખદુખના ભાગી થાય છે અને જીવો શુભાશુભ કર્મોને ગ્રહણ કરે છે અને કર્મો જાતેજ સ્વકાળ મર્યાદા પામીને જીવોને સુખદુખ આપે છે એ તેમનો સ્વભાવ છે

પ્ર૦ જીવ શુભાશુભ કર્મોને ગ્રહણ કરે છે અને ગ્રહણ કરવાના સ્વભાવથી ગ્રહણ કરતા જાણે છે, કે સ્વાભિપ્રાય પ્રમાણે ઇષ્ટ કરૂ છુ અને તે માન્ય કરવા જેવી પણ બાબત છે પરતુ કર્મો જડ હોવાથી ભોગ કાળને કેવીરીતે જાણે કે તે પ્રગટ થાય? શુ આત્મા દુખ ભોગવવાનો કામી છે કે તે દુષ્કર્મને આગળ કરે? માટે કેટલાક લાબા કાળ વિલબ કર્યા પછી

સ્વકર્તા જીવને સુખદુખ પમાડે છે તે પ્રેરક વિના કેવીરીતે બને ?

૬૦ કર્મો જડ છે નિજ ભોગ કાળને જાણતા નથી અને આત્મા દુખ ભોગ ભોગવવાનો કામી પણ નથી. તથાપિ જીવ દુખને આશ્રિત થાય છે અને કર્મો જડ છતા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ સામગ્રીની તથા પ્રકારની અનિવાર્ય શક્તિથી પ્રેરાઈને પ્રગટ થઈ સ્વકર્તા આત્માને બળાત્કારે દુખ દે છે

દાખલા તરિકે—જેમ કૃત્રિમ વિષ તત્કાળ નાશ કરનાર થા મહિને, બે મહિને, છ મહિને, વર્ષે કે બે વર્ષે નાશ કરનારૂ હોય છે તેમ કર્મો પણ ઘણા પ્રકારના અને ભિન્ન ભિન સ્થિતિના હોય છે, જે પોત પોતાનો કાળ પ્રાપ્ત થયે પોતાની મેળેજ પોતાના કરનાર જીવને તાદ્દશ ફળ આપે છે વળી સાથે સર્વે ઋતુઓ જેમ પોત પોતાનો કાળ પામીને મનુષ્યલોકવર્તી પ્રાણીઓને સુખ દુખ આપે છે તેમ કર્મો પણ પોત પોતાનો કાળ પામીને બીજાની પ્રેરણા વિના આત્માને સત્વર સુખ દુખ આપે છે વળી પિત્તથી થએલો જ્વર દશ દિવસ, કફથી થયેલો બાર દિવસ, વાતથી થયેલો સાત દિવસ અને ત્રિદોષથી થયેલો પંદર દિવસ રહે છે, અર્થાત્ તે જ્વરોનો પરિ

પાક કાળ જુદો જુદો હોય છે તેમ કરેલા કર્મોનો પણ સ્થિતિ કાળ જુદો જુદો હોય છે

વળી આત્માએ જે પ્રમાણે પૂર્વ આચરણ કર્યું હોય તે પ્રમાણે જન્મ કુંડલીમા ગ્રહો આવે છે તે ગ્રહોનુ ફળ જેમ મહાદશા, અંતર્દશા સહિત સ્વ સ્થિતિ પ્રમાણે કોઈની પણ પ્રેરણા વિના સ્વભાવથી ભોગવાય છે તેમ અન્ય કર્મોથી અંતરિત ( અતરાયલા ) જે કર્મો આત્માએ કર્યા હોય તેમનુ ફળ પરિપાક કાળ પ્રાપ્ત થયે કોઈની પણ પ્રેરણા વિના ભોગવાય છે વળી કેટલીક વખત સ્વાદિષ્ટ ભોજન શરીરમા તત્કાળ ઉગ્રવાતાદિ ઉત્પન્ન કરે છે તેમ ઉગ્ર કર્મો પણ આત્માને કોઈની પ્રેરણા વિના તત્કાળ ફળ આપે છે વળી કોઈ રોગી ઔષધિ લે છે ત્યારે તે હિતકારી છે અથવા અહિતકારી છે તે જાણતો નથી તોપણ જેમ તેનો પરિપાક કાળ થતા તે સુખ અથવા દુ ખ આપે છે તેમ કર્મોને ગ્રહણ કરતા તે શુભ છે અથવા અશુભ છે એમ જીવ જાણે નહિ તોપણ કર્મોનો પરિપાક કાળ થાય ત્યારે તે સુખ અથવા દુ ખ આપે છે

પ્ર૦ કર્મો કેટલા પ્રકારે ઉદયમા આવે છે તે દાખલા સાથે સમજાવો

બીજા રૂપમા કહીએ તો મુખમા ગ્રહણ કરેલા આહારના કોળીયા જેવા ભુકત-કર્મ, ગ્રહણ કરવાના કોળીયા જેવા ભોગ્ય-કર્મ અને ગ્રહણ કરાતા કોળીયા જેવા ભુજ્યમાન કર્મ સમજવા

પ્ર૦ કેવળજ્ઞાની મહતોમા આ સબધી શી વ્યવસ્થા છે?

ઉ૦ કેવળજ્ઞાની મહતોના સબધમા પણ તે ત્રણ વ્યવસ્થા સમજવી અતના પહેલા સમયમા કેવળજ્ઞાનીને ભોગ્ય-કર્મ હોતા નથી, ભુક્ત અને ભુજ્યમાન કર્મ હોય છે અને અત સમયે તો સર્વ કર્મનો ક્ષય કરવાથી માત્ર ભુક્ત-કર્મ હોય છે

પ્ર૦ સિદ્ધાત્માને તે ત્રણ દશા હોય?

ઉ૦ સિદ્ધાત્માએ કર્મોનો પૂર્વનાશ કરેલો હોવાથી એ ત્રણ દશા એમને સભવતી નથી.

પ્ર૦ ભુક્ત-કર્મ કયાસુધી રહે?

ઉ૦, ભુક્ત-કર્મ એવી સ્થિતિ કેવળજ્ઞાન થયુ તે ભવના અત સુધી સમજવી



## 'मुक्ति'

# અધિકાર પહેલો.

પ્ર૦ મુક્તિ માર્ગ સદાકાળ વ્હેતો રહેશે અને સંસાર પણ ભવ્ય શૂન્ય થશે નહિ આ પરસ્પર વિરૂદ્ધ વાક્ય શી રીતે બંધ બેસી શકે તે દૃષ્ટાંત આપી સમજાવો

ઉ૦ નદીઓના હ્રદ (મૂળ) માંથી નદી પ્રવાહ નીકળીને સદાકાળ સમુદ્ર ભણી વહે છે તોપણ હ્રદો ખાલી થતા નથી, નદી પ્રવાહ બંધ થતો નથી, અને સમુદ્ર કદી પૂર્ણ થતો નથી વળી ભવ્ય જીવો સંસારમાંથી નીકળી મુક્તિમા જાય છે તોપણ સંસાર ખાલી થતો નથી, ભવ્ય જીવો ખૂટતા નથી અને મુક્તિ ભરાતી નથી વળી ત્રીજો દાખલો, કોઇ બુદ્ધિશાળી માણસ જન્મથી માંડીને મરણ પર્યંત ત્રણ લોકોના (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ,) સર્વ શાસ્ત્રોનુ પઠન કરે છતા તેનુ હૃદય કદી શાસ્ત્રાક્ષરોથી પૂર્ણ થાય નહિ, શાસ્ત્રાક્ષરો ખૂટે નહિ અને શાસ્ત્રો ખાલી થાય નહિ, આવી રીતે સંસારમાંથી ગમે તેટલા ભવ્યો મુક્તિમા જાય તોપણ મુક્તિ પૂરાય નહિ, ભવ્યો ખૂટે નહિ અને સંસાર ખાલી થાય નહિ. આથી સ્પષ્ટ સમજવુ કે મુક્તિ માર્ગ અંતરાય વિના સદાય વહેતો રહેશે અને સંસાર ભવ્ય શૂન્ય કદિ પણ થશે નહિ.

## મુક્તિ।
## અધિકાર બીજો.

પ્ર૦ મુક્તિ શાથી થાય છે ?

ઉ૦ આત્મ જ્ઞાન પ્રાપ્ત કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે.

પ્ર૦ અન્ય સંપ્રદાયો મુક્તિ શાથી માને છે ?

ઉ૦ વૈષ્ણવો વિષ્ણુથી, બ્રહ્મનિષ્ઠો બ્રહ્મથી, શૈવો, શિવથી, અને શાક્તિકો શક્તિથી મુક્તિ થવાનુ કહે છે.

પ્ર૦ વિષ્ણુ એટલે શું ?

ઉ૦ વિષ્ણુ શબ્દ વડે આત્માજ વાચ્ય બોધ્ય સમજવા યોગ્ય છે, આત્માને કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે સર્વ લોકાલોકનુ સ્વરૂપ તેના જાણવામા આવે છે અર્થાત્ જ્ઞાન એજ આત્મા તે વડે સર્વત્ર વ્યાપવાથી આત્માજ વિષ્ણુ છે

પ્ર૦ બ્રહ્મ એટલે શું ?

ઉ૦ બ્રહ્મ એટલે પણ આત્મા, નિજ શુદ્ધ આત્મસાર જેને પરબ્રહ્મ એવી સંજ્ઞા આપવામા આવે છે તેની ભાવના ભાવવાથી આત્માજ બ્રહ્મ છે,

પ્ર૦ શિવ એટલે શું ?

ઉ૦ શિવ એટલે શિવ-નિર્વાણ-મોક્ષ પ્રાપ્ત કરવાથી અને શિવનુ કારણ હોવાથી આત્માજ શિવ છે

પ્ર૦ શક્તિ એટલે શુ ?

ઉ૦ શક્તિ એટલે નિજ આત્મવીર્ય-શક્તિ ફોરવવાથી (વાપરવાથી) આત્માજ શક્તિ છે

પ્ર૦ જો આત્મજ્ઞાનથી મુક્તિ ન થતી હોય અને કેવલ વિષ્ણુ પ્રમુખથીજ થતી હોય તો શો વાધો આવે ?

ઉ૦ જો કેવળ વિષ્ણુ પ્રમુખથીજ મુક્તિ મળતી હોય તો વૈષ્ણવાદિ સતો અને ગૃહસ્થો વિષ્ણુ પ્રમુખની પૂજા ને જાપ કરે! પણ તપ સયમ, નિસગતા, રાગ દ્વેષનુ નિવારણ, પચેન્દ્રિયનો વિષય થકી વિરામ, ધ્યાન અને આત્મજ્ઞાન એ આદિ શુ કામ કરે છે તે બતાવવુ જોઇએ

પ્ર૦ કોઇ કહે કે તપ, સયમ આદિ વિષ્ણુની સેવા છે તો સવાલ એ ઉપસ્થિત થાય છે કે "તે કેનાથી પ્રવૃત્તિમા આવી ?"

ઉ૦ જો વિષ્ણુ પ્રમુખથી કહેવામા આવે તો વિષ્ણુને વાણી, હાથ કે પગ કાઈ નથી તેથી બીજાને કેમ જણાવી શકે ? કારણ કે વિષ્ણુ તો નિષ્ક્રિય છે અને તેનિષ્ક્રિયને સક્રિય કહેવુ તે કેવળ મૂર્ખાઇ ભરેલુ છે,

ઉ૦ આત્મા જ્યારે ધ્યાનરૂપ અગ્નિ વડે સમસ્ત કર્મરૂપ ઇંધણને બાળી નાખે છે ત્યારે તે શુદ્ધ થાય છે અને નિરંજન કહેવાય છે

પ્ર૦ મુક્તિનો કોઇ એવો માર્ગ છે કે જે સર્વ દર્શનોને સર્વ મતોને અનુસરતો અને અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિમા હેતુભૂત હોય ?

ઉ૦ હા, આત્મા શુદ્ધ બુદ્ધ છતા ભ્રમથી બધાયલો છે અને તે ભ્રમ દૂર થતા મુક્તિ મેળવે છે એ મુક્તિનો સરલ માર્ગ છે, એવુ બધા દર્શનો અને યોગિઓ પણ માને છે યોગિઓ ભ્રમને કર્મ-મોહ, અવિદ્યા, કર્ત્તા, માયા, દૈવ, અજ્ઞાન ઇત્યાદિ શબ્દો વડે ઓળખી ગયા છે

પ્ર૦ ભ્રમ એટલે શુ એ દાખલો આપી સમજાવો

ઉ૦ એતદ્વસ્તુમા તદ્વસ્તુનો ગ્રહ-સ્વીકાર કરવો તે ભ્રમ છે સ્ત્રી, પુત્ર, મિત્ર, માતા, પિતા, દ્રવ્ય, શરીર વગેરે અનાત્મીય છે આ ભવમા તે સહવાસ છે છતા આત્માની સાથે તે બીજા ભવમા જતા નથી તેમ છતા તેમનામા જાણે કે તે આત્મીકી ( પોતીકી ) વસ્તુ હોય એવી બુદ્ધિ રાખવી તે ભ્રમ છે,

પ્ર૦ મિથ્યાત્વ એટલે શુ ?

ઉ૦ સસારને વિષે તથા શરીરને વિષે વર્તમાન મનોરમ ( સુદર ) વસ્તુમાં રાગ કરવો અને દુર્વસ્તુમા દુષ્ટ મનોવૃત્તિ રાખવી તે મિથ્યાજ્ઞાન છે

પ્ર૦ સમ્યગ્ જ્ઞાન એટલે શુ ?

ઉ૦ મનમાથી રાગ દ્વેષ કાઢી નાખી સમભાવ, વીતરાગ દશાનો અનુભવ કરવો એ સમ્યગ્ જ્ઞાન છે

પ્ર૦ ભ્રમથી આત્મા શી રીતે કર્મ-પાસમાં સપડાય છે તે દ્દષ્ટાત સહિત સમજાવો

ઉ૦ વાદરાને પકડવા માટે ચણાથી ભરેલુ એક પાત્ર મૂકવામા આવે છે ત્યા ચણા ખાવા માટે વાદરો આવે છે અને પાત્રમા હાથ ઘાલી ચણાની મુઠી વાળી કાઢવા જાય છે પણ પાત્રનુ મુખ ન્હાનુ હોવાથી મુઠી વાળેલો હાથ નિકળતો નથી ત્યારે વાદરો માને છે કે મને કોઇએ પકડેલો છે એમ માની ચી ચી કરવા લાગે છે એટલે તેને પકડવા વાળા આવીને બાધી લે છે પણ જો ભ્રમ રાખ્યા શિવાય મૂઠી વાળેલી છોડી દઇને વાદરો ચાલ્યો જાય છે તો તો બધનમા આવતો નથી તેવી રીતે આત્મા પણ અનાત્મીય વસ્તુમા એ પોતીકી છે એવી બુધ્ધિ કરવાથી

 કર્મો વડે બધાય છે,



# सिद्ध परमात्मा

પ્ર૦ પચ પરમેષ્ટિ સજ્ઞાવાળા સિદ્ધાત્મા, અનત જ્ઞાન, અનત દર્શન, અનત સુખ અને અનત વીર્યથી દીપ્ત છે તે સિદ્ધ જીવો કર્મોને કેમ ગ્રહણ કરતા નથી ? જો તેમને સુખ છે તો શુભ કર્મોનુ ગ્રહણ કરતા કોણ નિષેધે છે ?

ઉ૦ સિધ્ધાત્માને કર્મ ગ્રહણનો અયોગ છે કારણ કે કર્મોનુ ગ્રહણ સૂક્ષ્મ, તૈજસ કાર્મણ શરીરવડે થાય છે જેનો સિધ્ધાત્માને અભાવ છે

પ્ર૦ સિધ્ધાત્મા કેવા છે ?

ઉ૦ સિધ્ધાત્મા હમેશા નિષ્ક્રિય છે સિધ્ધાત્માને જ્યોતિષ,

ચિદ્, અને આનદના ભર ( સમૂહ ) થી તૃપ્તિ હોય છે અને સુખ દુખની પ્રાપ્તિના કારણભૂત કાળ, સ્વભાવાદિ પ્રયોજકોનો સિધ્ધાત્માને અભાવ છે

પ્ર૦ કર્મો સિધ્ધના સુખના હેતુભત થઇ શકે ખરા ?

ઉ૦ કર્મો સિધ્ધના સુખના હેતુભૂત થઇ શકે નહિ કારણકે તે શાન્ત છે અને સિધ્ધાત્માનુ સુખ અનત છે

પ્ર૦ કર્મો જે સુખની અવધિવાળા છે તે અનત સુખ કેવી રીતે આપી શકે ?

ઉ૦ સિધ્ધાત્માને સુખ વેદનીય કર્મના ઉદયથી નહિ પણ વેદનીય કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલુ અનત છે માટે કર્મો સિધાત્માના સુખના હેતુભુત થઇ શકે નહિ.

પ્ર૦ જીતેન્દ્રીય યોગીને કઈપણ સસારીક સુખ ગ્રહણ કર વાની અભિલાષા હોય ?

ઉ૦ જીતેન્દ્રિય યોગીને ઐહિક સુખ ભોગવવાની અભિ લાષા હોય નહિ કારણકે જેમ પૂર્ણ પાત્રમા કઈપણ આવતુ નથી તેમ સદા ચિદાનદામૃતથી પરિપૂર્ણ સિધ્ધા ત્મા કિંચિત્ પણ કર્મ ગ્રહણ કરતા નથી

પ્ર૦ સિધ્ધાત્માને નિત્ય સુખ કેવી રીતે વર્તે છે ?

ઉ૦ જેમ મનુષ્યને અદ્દભુત નૃત્ય દર્શનથી ( નાચના જોવા થી ) સુખ થાય છે તેવી રીતે સિધ્ધાત્માને વિશ્વના વર્તાવ વૃતાન્ત બનાવ ) રૂપ નાટકના પ્રેક્ષણથી ( જોવાથી ) નિત્ય સુખ વર્તે છે

પ્ર૦ સિધ્ધાત્માને કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય કે શરીર કાંઇ નથી તો તેઓ અનત સુખ કેવી રીતે પ્રાપ્ત કરે ? તે દા ખલો આપી સમજાવો

ઉ૦ કોઇ માણસ તાવથી પિડાતો હોય અને તે કદાચિત્ ઉધતો હોય તે વખતે કોઇ જઇને તેને જગાડતો હોય ત્યારે તેનો સગો કહે કે ભાઇ તેને જગાડશો નહિ તે સુખમા છે, એ પ્રમાણે બોલે છે વળી કોઇ યોગીને પૂછશો કે આપને કેમ છે ? ત્યારે તે જવાબ આપશે કે હુ બહુ સુખી છુ હવે વિચારો કે યોગીને કયા વિલાસાદિ પદાર્થનુ સેવન છે ? તો પણ મહાત્મા કહે છે કે હુ સતુષ્ટ છુ અર્થાત્ તેનુ જ્ઞાન સુખ તેજ જાણે છે

સારાશ—કે આજ પ્રમાણે સિધ્ધોમા ઇન્દ્રિયોના વિષયો અને ક્રિયાઓ વિના અનત સુખ છે અને તેમના સુખભરને તેઓજ જાણે છે જ્ઞાની પણ તે કહેવા સમર્થ નથી કેમકે તે નિરૂપમ છે

# પરબ્રહ્મ.

## અધિકાર પહેલો

પ્ર૦ પરબ્રહ્મનુ સ્વરૂપ શુ છે?

ઉ૦ પરોપકારપરાયણ, વીતરાગ, સર્વજ્ઞ અને સર્વ દર્શી અને આપ્તો (વસ્તુનુ સ્વરૂપ જેવુ હોય તેવુ ક થન કરનારા) એ પરબ્રહ્મનુ સ્વરૂપ કહેલુ છે પર-બ્રહ્મ એટલે જે નિર્વિકાર, નિષ્ક્રિય, નિર્માય, નિર્મોહ નિર્મત્સર, નિરાભિમાન, નિ સ્પૃહ, નિરપેક્ષ, નિરજન, અક્ષર, જ્યોતિર્મય, ચિન્મય છે તેને પરબ્રહ્મ કહેવાય છે

પ્ર૦ પરબ્રહ્મ સૃષ્ટિનુ કારણ છે? જગત યુગાન્તે પરબ્રહ્મ મા લીન થાય છે?

ઉ૦ પરબ્રહ્મને સૃષ્ટિ રચવાનુ કઇ પ્રયોજન નથી તેમ તે માટે તેનો કોઇ પ્રેરનાર પણ નથી જો પરબ્રહ્મે સૃષ્ટિ રચી હોય તો આવી કેમ રચે? જુઓ! જગત જન્મ, મરણ, વ્યાધિ, કષાય, જુગાર, કામ અને દુર્ગતિની ભીતિથી વ્યાકુળ છે પરસ્પર દ્રોહ અને વિષયથી લક્ષિત છે વાઘ, હાથી, સાપ, વીંછીથી વ્યાપ્ત છે પારધિ માછી, અને ખાટકી, વગેરેથી સચિત છે ચોરી, જારાદિ વિકારોથી પીડિત છે કસ્તુરી, ચામર

દાંત અને ચામડા માટે હરિણો, ગાયો, હાથી અને ચિત્તાઓનુ ઘાતક છે જો પરબ્રહ્મે જગત રચ્યુ હોય તો આવુ કેમ રચે ?

વળી વધારે કહો તો કેટલાક પરબ્રહ્મ સાથે વૈર ધારણ કરનાર, કેટલાક પરબ્રહ્મનુ ખડન તેમજ હાસ્ય કરનાર છે અને કેટલાક પરબ્રહ્મની પૂજાના રાગી જીવો હોય છે જો પરબ્રહ્મ પોતે રચી હોય તો આવી સૃષ્ટિ કેમ રચે ?

વળી કાર્યમા ઉપાદાન કારણના ગુણો હોવા જોઇએ તે પણ દેખાતા નથી

સંસારમા અનિત્ય વસ્તુ દેખાય છે તે જો સૃષ્ટિ સમયે બ્રહ્મમાથી ઉત્પન્ન થઇ હોય તો યોગીઓ તેને ત્યજીને વૈરાગ્ય કેમ લે છે ? અને જે યોગીઓ ત્યાગે તેને પરબ્રહ્મ ગ્રહણ પણ કેમ કરે ?

યોગીઓ ત્યાગે અને પરબ્રહ્મ ગ્રહણ કરે ત્યારે પરબ્રહ્મમા વિવેક પણ કહેવો ?

વળી સૃષ્ટિ બ્રહ્મમાથી ઉત્પન્ન પણ થતી નથી તેમ બ્રહ્મમા લીન પણ થતી નથી અને જો તેમ થાય તો બ્રહ્મને વાન્તાહૃતિ એટલે વમેલુ ખાવાનો બ્રહ્મને દોષ નથી લાગતો ?

વળી જગતમા એકાદ બ્રાહ્મણાદિની ઘાંત થાય તો મોટી હિંસા થઈ કહેવાય છે ત્યારે સૃષ્ટિનો સહાર કરનાર બ્રહ્મને તે હત્યા કેવી લાગે? દયાળુને અદયા! શુ પુત્રને ઉત્પન્ન કરી કરીને મારી નાખનાર બાપને પણ કઇ દોષ લાગશે નહિ!

વળી કોઈ કહે કે જગત તો બ્રહ્મની લીલા છે તો તે પણ યોગ્ય ઠરી શકતુ નથી કારણકે શું રાજાને જીવોનો શિકાર કરતા પાપ નથી લાગતુ? જે લોકો સૃષ્ટિ રચવાનુ અને સહાર કરવાનુ બ્રહ્મમા આરોપે છે તે બ્રહ્મનો મહિમા પ્રગટ કરતા નથી પરતુ નિર્દુષણમા દુષણનો આરોપ કરે છે અને તેમ કહેવુ તે મારી મા વાંઝણી છે તેના જેવુ છે જો બ્રહ્મ નિષ્ક્રિય અને સક્રિય ગણો તો તેનામા કર્તાના અનેક સ્વભાવને લીધે કદાચિત્ અનિત્યના પણ થાય, દ્વેષ પણ થાય રાગ પણ થાય, દૃષ્ટિથી પણ તે દેખાય અને પછી બ્રહ્મ નિત્ય છે એવી વ્યાપ્તિ (જ્ઞાન) પણ નહિ થાય કારણ કે નિત્ય તેજ છે કે જે એક રૂપ છે. દાખલા તરીકે આકાશ

પ્ર૦ શુ જીવો બ્રહ્માંશ છે?

ઉ૦ ના, તે બ્રહ્માંશ પણ નથી કારણકે જો તે બ્રહ્માંશ હોય તો બ્રહ્માંશ સરખા હોવાથી તે સર્વ સરખા હોવા

જોઇએ પણ તેવુ તો કઇ દેખાતુ નથી વળી જીવો બ્રહ્માશ હશે તો બ્રહ્મ પોતેજ તેમને પોતાની પાસે વિના પરિશ્રમે લઈ લેશે

પ્ર૦ જીવો સુખી દુખી બહુ પ્રકારના દેખાય છે ત્યારે તે ભેદનો કરનાર અન્ય કોઈ બીજો હોવો જોઇએ, કે બ્રહ્મ હોવો જોઇએ ?

ઉ૦ જો જીવો બ્રહ્મથી ભિન્ન હોય અને સુખ દુખનો કર્ત્તા બ્રહ્મ હોય તો જે હેતુથી બ્રહ્મ સુખ દુખ કરે છે તે હેતુ (પાપ પુણ્ય) નો કર્ત્તા પણ તે બ્રહ્મજ હોવો જોઇએ

સારાંશ—આશયમા બ્રહ્મને નિરજન, નિત્ય, અમૂર્ત્ત અને અક્રિય કહી ફરીથી તેનેજ કર્તા, સહર્તા અને રાગ દ્વેષાદિનુ પાત્ર કહેવુ એ પરસ્પર વિરુદ્ધ છે આથીજ મુનિઓએ જગત ભિન્ન છે અને બ્રહ્મ પણ ભિન્ન છે એવુ વિચાર્યું અને તેથીજ સસારસ્થિત મુનિઓ મુક્તિ માટે પરબ્રહ્મનુ ધ્યાન કરે છે

પ્ર૦ ઇશ્વરની (વિષ્ણુની) માયા જગત રચનામા હેતુ ભૂત છે ?

ઉ૦ ના, તેમ પણ નથી ઘટી શકતુ તેમ કહો તો ઇશ્વર માયામા આશ્રિત છે કે માયા ઇશ્વરમા આશ્રિત છે ?

આ વિચારવુ પડશે માયા પોતાની મેળે જડ હોવા-
થી આશ્રય લેવા સમર્થ નથી અને ઇશ્વર બ્રહ્મ રૂપ
હોવાથી જાણતા છતા માયાનો આશ્રય લે નહિ, કાર-
ણકે ચેતન પરતત્ર હોય તોજ જડનો આશ્રય લે
વળી ઇશ્વર માયા પ્રેરતો હોય તો તે એકી વખતેજ
માયાને પ્રેરે છે, કે દરેક જીવ પ્રતિ પૃથક્ પથક્ પ્રેરે
છે ? જો માયાને એકી વખતેજ પ્રેરવામા આવતી હોય
તો તેની એકરૂપતાને લીધે ત્રણે લોક એકરૂપ સર્વ
સુખમયી અથવા સર્વ દુખમયી થાય ? ભિન્ન રૂપ
નથાય વળી જો માયાને દરેક જીવ પ્રતિ જુદીજુદી
પ્રેરવામા આવતી હોય તો માયાને અનતતા પ્રાપ્ત
થાય જેથી માયા અનેક પ્રકારની થાય તેમ જીવો
પણ ભિન્ન રૂપ થાય એમ હો ! એવુ કહિ કહેવામા
આવે તોપણ માયા જડ છે તે શુ કરી શકે ? ઇશ્વ
રની શક્તિથી માયા બધુ કરવા સમર્થ હોય તો
ઇશ્વરજ સુખ દુખનો દાતા હો ? વારૂ જીવોએ ઇશ્વ-
રનો શો અપરાધ કર્યો છે કે તે દરેક જીવપ્રતિ એવી
માયાને પ્રેરે ? નિરપરાધિ જીવોને દુખાદિ દીયે તે
ઇશ્વર પણ શેનો ?

પ્ર૦ ઇશ્વર સેવા કરનારને સુખી કરે છે ને નથી કરતો તેને
દુખી કરે છે તે કથન શુ સત્ય છે ?

ઉ० ના, તે કથન પણ સત્ય નથી તેથી તો ઇશ્વર રાગી અને દ્વેષી ગણાય તો પછી જે સેવતોએ નથી અને નિંદતોએ નથી તેની શી ગતિ ? લોકોમા જીવો ત્રણ પ્રકારના હોય છે સેવક અસેવક અને મધ્યસ્થ જ્યારે પહેલા બે પ્રકારના જીવોની ગતિ છે ત્યારે મધ્યસ્થ જીવની પણ ગતિ હોવી જોઈએ અને જો તે મધ્યસ્થ જીવની કોઇ નિયત ગતિ હોય તો તેનો કર્ત્તા કોણ છે ? તો એમજ કહેવુ યોગ્ય છે કે જેવુ કર્મ જીવે કર્યું હોય તેવુ જ તેને સુખ દુ ખ મળે છે

પ્ર० ઇશ્વર પોતામાથી જીવો પ્રગટ કરીને (સૃજીને) સસારી ભાવ પમાડે છે અને મહા પ્રલય સમયે પાછો તેમનો સહાર કરે છે એ કથન શુ સત્ય છે ?

ઉ० ના, તે પણ તદન અસભવિત છે કારણ કે તેમ માનો તો સવાલ એ ઉપસ્થિત થાય છે કે ઈશ્વર આપણને જેમ સ્ટોરમા ચીજ સતાડી મુકીએ છીએ તેવીરીતે ઇશ્સ્થાનકે સતાડી મુકેલાને પ્રગટ કરે છે કે નવા જીવો બનાવીને પ્રગટ કરે છે જો સતાડી મુકેલા જીવોને પ્રગટ કરે તો તેને કોનો ભય હતો કે સતાડી મુકયા ?

તેની અચિન્ત્ય શક્તિ ગણો તો તે લોભી હોવો જોએ, અને જો નવા બનાવે તો જુનાને મુક્ત

કરવાને શુ અસમર્થ હતો ? કે એ પ્રકારે જીવોને
વિડ બના પમાડે ? વળી સ્વ ચિજનો એ પ્રકારે સ હાર
કરે તો એનો એ વિવેક કેવો ? બાળક પણ સ્વકૃત
વસ્તુને શકિત પહોચે ત્યાસુધી સાચવે છે

પ્ર૦ શુ આ જગત ઈશ્વરની લીલા છે ?

ઉ૦ ના, તે જગતની લીલા પણ ઘટી શકતુ નથી કાર
ણુકે ઇશ્વરને તપ, જપ, ધ્યાન રૂચે તે ઇશ્વર કદિ
લીલા કરે નહિ જેમા જીવોની ઘાત થતી
હોય તે ઇશ્વર લીલા પસ દ કરે ખરો ? બીજાને નિષેધ
કરે અને પોતે આચરણ કરે એવુ કદિ બને ખરૂ ?
અને એવુ વગર વિચાર્યુ કામકરનાર ઇશ્વર કહેવાય
પણ ખરો ? જે ઇશ્વર જ્યોતિમય છે તે પોતાના
રમ્ય અશોને કદિપણ વિમોહ લગાડી સ સારમા
ભ્રમણ કરાવે ખરો ? સ સારી ભાવ પમાડી જીવત્વને
દુ ખમા પ્રેરે તે કદી ઈશ્વરશ્રી કહી શકાય પણ ખરો ?
જો ઇશ્વરની એ લીલાજ હોય તો આ દુ ખમય
સ સારજ તેને ઇષ્ટ છે ત્યારે સ સારી જીવોએ ઈશ્વરની
પ્રાપ્તિ માટે શા માટે વેઠવુ જોઇએ ?

તાત્પર્ય—કહેવાની મતલબ એ છે કે જે પરમેશ્વર છે તે
ચિન્મય અને સદા એકરૂપ છે અને તે યોગી॰
શ્વરોને ધ્યાન કરવા યોગ્ય છે. જીવ તથાપ્રકારના

કર્મ યોગથી સુગતિને યા દુર્ગતિને, સુખ યા દુઃખને પામે છે અને તે જીવ જ્યારે સમભાવને ધારણ કરે છે ત્યારે તે બ્રહ્મત્વને પામે છે માટે ઇશ્વરને જગતનો કર્તા કહેવો મૂકી દઇને તેની સ્તુતિ કરવી તેજ યોગ્ય છે જેમ કોઈ શુરવીર પોતાના સ્વામીના શસ્ત્રે વડે, શત્રુઓને જીતીને નિજ આગમા સુખ કરવાથી કર્તા થાય તેમ પરમેશ્વરનું ધ્યાન કરનાર પરમેશ્વરના ધ્યાનવડે, આત્માને સુખ કરવાથી કર્તા છે અને આત્માના અંધકારનો અપહાર કરવાથી સંહર્તા છે જેમ શુરવીરે શસ્ત્ર વાપરવાથી શસ્ત્રના સ્વામીને કંઇ પ્રયાસ પડતો નથી તેમ ભક્તે ઇશ્વરનું ધ્યાન કરવાથી ઇશ્વરને પણ કંઇ ક્રિયા કરવી પડતી નથી અને આથી ઇશ્વરની નિષ્ક્રિયતા સિદ્ધ થાય છે જેમ શુરવીર શસ્ત્રના પ્રભાવ વડે સુખ થવાથી સુખ કરનાર તરિકે શસ્ત્રના સ્વામીને ગણે તેમ ભક્ત પણ ધ્યાનના પ્રભાવવડે સુખ થવાથી સુખ કરનાર તરિકે ધ્યાનના સ્વામી પરમેશ્વરનેજ ગણે છે

## અધિકાર બીજો.

પ્ર૦ બ્રહ્મ એટલે શુ ?

ઉ૦ બ્રહ્મ તેજ છે કે જેને સિદ્ધ પુરૂષ કહેવામા આવે છે અને જે શુદ્ધ ચિત્તવાળા મુનિઓને ધ્યાન કરવા યોગ્ય છે અને જેમને મુમુક્ષુ-સાધુઓ આ સસાર સાગર તરવામા જહાજ તુલ્ય લેખે છે

પ્ર૦ જો સૃષ્ટિ બ્રહ્મમાથી ઉત્પન્ન થઇ નથી તો તે કયાથી ઉત્પન્ન થઇ અને કયા લય થશે ?

ઉ૦ ત્રિકાળજ્ઞાની, વીતરાગ ભગવતે કહ્યુ છે કે કાળ-સ્વભાવ નિયતિ, કર્મ અને ઉદ્યમ ( વીર્ય ) એ સમવાય પચક (પાચનો મેળાપ) થી સૃષ્ટિની ઉત્પત્તિ અને સહાર થાય છે

પ્ર૦ બ્રહ્મમાં બ્રહ્મ કેવીરીતે લીન થાય છે અને જ્યોતિમા જ્યોતિ કેવીરીતે મળી જાય છે તે સમજાવો

ઉ૦ વિજ્ઞો ( જ્ઞાનીઓ ) જ્ઞાનને બ્રહ્મ અથવા જ્યોતિ કહે છે એક સિધ્ધનુ બ્રહ્મ ( જ્ઞાન અથવા જ્યોતિ ) સર્વ દિશાઓમા જે અનત ક્ષેત્ર આશ્રી રહ્યુ છે, તેજ ક્ષેત્ર

આથી બીજા સિધ્ધનુ ત્રીજા સિધ્ધનુ યાવત્ અનત સિધ્ધોનુ પણ બ્રહ્મ રહેલુ છે અને તેથી એવુ કહેવાય છે કે બ્રહ્મમા બ્રહ્મ લીન થાય છે, અને જ્યોતિમા જ્યોતિ મળી જાય છે

પ્ર૦ બ્રહ્મમા બ્રહ્મ લીન થાય તો ક્ષેત્રનુ સાકર્ય (સકડામણ) કેમ ન થાય ? તથા પરસ્પર મીલીત બ્રહ્મને સકીર્ણ કેમ ન થાય ?

ઉ૦ જેમ કોઈ વિદ્વાનના હૃદયમા ઘણા શાસ્ત્રાક્ષરોનો સગ્રહ છતા તેની છાતી સકીર્ણ થતી નથી અને અક્ષરોને પરિપીડતા થતી નથી તેમ બ્રહ્મ પરપરાશ્રિત બ્રહ્મ (ચિદ્) વડે સર્વત વ્યાપેલુ ક્ષેત્ર સકીર્ણ (સાકડુ) થતુ નથી અને બ્રહ્મને સાકર્ય પણ થતુ નથી અને એજ પ્રમાણે સિધ્ધોથી પરિપૂરતિ સિદ્ધ ક્ષેત્ર સકીર્ણ થતુ નથી અને સિદ્ધ પરપરાશ્રિત સિધ્ધો સાકર્ય-બાધા રહિત જયવતા વર્તે છે.

---



# मोक्ष प्राप्तिना मार्गो

પ્ર૦ સ્વર્ગ મોક્ષાદિ પ્રાપ્ત કરવાનુ સાધન શુ છે ?

ઉ૦ હિંસા, અસત્ય, ચોરી, સ્ત્રીસંગ અને પરિગ્રહ ( પદાર્થો ઉપરની મુર્છા ) એ સર્વનો સર્વ પ્રકારે ત્યાગ કરવાથી સ્વર્ગ મોક્ષાદિ પ્રાપ્ત થાય છે જગત્પ્રસિધ્ધ ભગવાન્ એ પાંચને છોડીનેજ સિધ્ધ થયા છે

પ્ર૦ મુમુક્ષુઓ કોને કહેવા ?

ઉ૦ જેમા સત્ય, શીલ, ક્ષમા, વીતરાગતા, નિઃસંગતા, ઉપકારિતા, સંસાર સંબંધ જુગુપ્સતા, અપ્રતિબદ્ધચારિતા ( વિના પ્રબંધે જવુ આવવુ ) ઇત્યાદિ ગુણો હોય અને જેની દ્રષ્ટિનુ મધ્યબિંદુ હંમેશા મોક્ષ પ્રતિજ હોય તેને મુમુક્ષુઓ કહે છે મુમુક્ષુઓ એટલે દ્ધ કાર્યુમો મોક્ષના અભિલાષી સાધુ-મુનિઓ.

પ્ર૦ સિધ્ધ કોને કહેવા ?

ઉ૦ અમૂર્ત, નિરાહાર, ગતદ્વેષ, વીતરાગ, નિરંજન, નિષ્ક્રિય, ગતસ્પૃહ ઇત્યાદિ ગુણોવાળા સિધ્ધ કહેવાય છે

પ્ર૦ મુમુક્ષુઓ કોના ગુણોનો આશ્રય લે છે ?

ઉ૦ મુમુક્ષુઓ સિદ્ધ ગુણનો આશ્રય લે છે અને યથાશકિત તે આદરી ક્રમે કરી સિધ્ધ થાય છે

પ્ર૦ મુમુક્ષુઓ અલ્પ ગુણમાથી મહાગુણ કેવીરીતે પ્રાપ્ત કરે છે ?

ઉ૦ મુમુક્ષુઓ-સાધુઓ દેહ ઉપર મમત્વ ભાવ રાખતા નથી તે ઉતરોત્તર તેજ ઉચ્ચ ભાવનાથી જ્યારે સિધ્ધ થાય છે ત્યારે તે ગુણની ઉત્ક્રાન્તિથી તે સિધ્ધાવસ્થામા અમૂર્ત થાય છે, વળી સાધુઓ કવચિત કવચિત આહારનો ત્યાગ કરે છે તેઓ જ્યારે સિધ્ધાવસ્થામા આવે છે ત્યારે નિરાહારી થાય છે આ ઉપરથી મા લમ પડશે કે મુમુક્ષુઓ અલ્પગુણમાથી સિધ્ધના મહાગુણ પ્રાપ્ત કરે છે

પ્ર૦ ગૃહસ્થધર્મ માટે શુ જરૂરનુ છે ?

ઉ૦ ગૃહસ્થો માટે-શ્રાવકો માટે નિરતર સાકાર દેવપૂજા, સાધુઓની સેવા, અને દાનાદિ ધર્મ જરૂરના છે ગૃહ સ્થો પ્રાયે આરભ પરિગ્રહવાળા હોય તેથી તેમને અવશ્ય તત્ત્વત્રય ( દેવ, ગુરૂ-ધર્મ ) નુ સેવન કરવુ જોઇએ

પ્ર૦ કયો પુરૂષ નિંદાતો પામતો નથી ?

ઉ૦ જે નિશ્ચય ઉપર કાયમ દૃષ્ટિ રાખી સર્વ વ્યવહાર કરે છે તે ગૃહસ્થ કદી નિંદાતો નથી અને તેજ ભવસમુદ્રનો પાર પામે છે કારણકે કહ્યુ છે કે—

> નિશ્ચય દૃષ્ટિ ચિત ધરીજી પાળે જે વ્યવહાર,
> પૂણ્યવત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર

પ્ર૦ નિશ્ચય દૃષ્ટિ કુલીન પુરૂષે કયાસુધી સ્વવ્યવહારની રક્ષા કરવી ?

ઉ૦ જ્યાસુધી સિધ્ધ પરમાત્માનુ નિરાલબન ધ્યાન કરવામા મન સમર્થ ન થાય અને જ્યાસુધી સુસાધુ કુસાધુનો નિશ્ચય કરવા યોગ્ય જ્ઞાનોદય ન થાય, ત્યા સુધી નિશ્ચય દૃષ્ટિ વાદ્રક કુલીન-પુરૂષે સ્વવ્યવહારની રક્ષા કરવી

પ્ર૦ આત્મજ્ઞાનથી શુ પ્રાપ્ત થાય ?

ઉ૦ આત્મજ્ઞાનથી અનત ચતુષ્ટય ( અનત જ્ઞાન, અનત દર્શન અનત વીર્ય અને અનત સુખ ) પ્રાપ્ત થાય છે અને તેનાથી જ્ઞાનાદિ શુદ્ધિ અનત થાય છે અને તેનેજ સાધવાથી નિર્વૃત્તિ-મોક્ષ થય છે. ઇત્યલમ્



# एकलुं इन्द्रियज्ञान सर्व सत्य नथी.

## અધિકાર પહેલો

પ્ર૦ પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, મોક્ષ, પુનર્જન્મ, મન, ઇત્યાદિ ઇન્દ્રિય ગોચર નથી તો તેને સત્ કેવી રીતે માનવા ?

ઉ૦ ઇન્દ્રિય ગોચર હોય તે સત અને બીજુ અસત્ એમ માનવુ તે યોગ્ય નથી ઇન્દ્રિયો દ્વારા થતુ જ્ઞાન હમેશા સત્ય નથી નીરોગી માણુસ શખ સફેદ છે એમ જોઇને લે છે પછી તેનેજ જ્યારે કાચકામળી ( આખનો ) રોગ થાય છે ત્યારે તે શખ બહુ રગ વાળો છે એમ શુ તે નથી કહેતો ? વળી પુરૂષનુ મન જ્યારે સ્વસ્થ હોય છે ત્યારે તે સ્વ બધુઓને ઓળખે છે પણુ તેજ જ્યારે મદિરાથી ઉન્મત્ત થયો હોય છે ત્યારે શુ ઓળખી શકે છે ? માટે જો ઇન્દ્રિયોથીજ જોએલુ બધુ સત હોય તો તે માણુસો

માં તેની તેજ ઇન્દ્રિયો છતા એટલો વિપર્યાસ ( ઉલટો પરિણામ ) શાથી થયો ? એ પુરૂષોનુ કયું જ્ઞાન સાચુ પ્રમાણ માનવુ ? રોગાદિ થયા પહેલાનુ કે પછીનુ ? જો પહેલાનુ સાચુ માનો તો ઇન્દ્રિયો તેની તેજ છતા વિશેષતા શાથી થઇ ? આથી સમજાય છે કે પૂર્વે મન અવિકારી હતુ તે પાછળથી વિકારી થવાથી એટલો ભેદ પડયો હવે આ ભેદ શેમા થયો તે વિચારીએ ! એ ભેદ જો માનસિક હોય તો મન દ્રશ્ય નથી તેમ વર્ણો વડે પણ તે નિવેદન કરી શકાતુ નથી જો એકલુ ઇંદ્રિય જ્ઞાનજ સર્વ સત્યજ માનવામા આવે તો તેની ( મનની ) સત્તાની સિદ્ધતા ઠરી શકતી નથી અને વિકારતો સાક્ષાત્ થયો છે, તે કેમ થયો ! આથી સિદ્ધ થાય છે કે ઇન્દ્રિય જ્ઞાન સર્વ સત્ય નથી વળી આનંદ શોકાદિ શબ્દોને નાસ્તિક, આસ્તિક સરખી રીતે યથાર્થ માને છે, આ શબ્દો જીવ્હાદિવત્ શબ્દવાળા નથી, સ્વર્ણાદિની પેઠે રૂપવાળા નથી, પુષ્પાદિની પેઠે સુગંધવાળા નથી, શર્કરાદિની પેઠે રસવાળા નથી, અને પવનાદિની પેઠે સ્પર્શવાળા નથી પરતુ તાલ્વોષ્ટ જીવ્હાદિ ( તાલવુ, ઓઠ, જીભ વિગેરે ) સ્થાનેથી બોલાય છે એક કર્ણેન્દ્રિય દ્વારા એમના વર્ણો ગ્રહી શકાય છે વળી એમનાથી થતી ચેષ્ટા વડે વિશેષ બોધ થાય છે અને

પોતાના અનુભવમા થએલા ફળ ઉપરથી અનુમાન થઇ શકે છે વળી એ શબ્દો સ્વવિરોધીનો નાશ કરે છે, અને સ્વ વિરોધીનો જન્મ થતા વારજ પોતાના નામનો શીઘ્ર નાશ કરે છે પોતાના ઉચ્ચારની સાથે ઉત્પન્ન થતા ગુણ વિશિષ્ટ એ શબ્દોને સર્વે એક સરખી રીતે વાપરે છે જો આવા સિદ્ધ શબ્દોનો સાક્ષાત્કાર ( અનુભવ ) સ્વ ઇન્દ્રિયો વડે થતો નથી તો અપ્રત્યક્ષ પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, આદિ વસ્તુમા કોની ઇન્દ્રિયોની પ્રવૃત્તિ થઈ શકે ?

---

## एकलु इन्द्रियज्ञान सर्व सत्य नथी

## અધિકાર બીજો.

પ્ર૦ એકલા પ્રત્યક્ષનેજ પ્રમાણ માનવુ તે સર્વ પદાર્થની સિદ્ધિ માટે યોગ્ય છે ?

ઉ૦ એકલા પ્રત્યક્ષનેજ પ્રમાણ માનવુ તે સર્વ પદાર્થની સિદ્ધિ માટે સમર્થ લાગતુ નથી

પ્ર૦ ત્યારે સત્ય શુ છે ?

ઉ૦ પ્રવિણ પુરૂષો કહે છે કે જે એક શબ્દ વડે બોલી શકાય છે તે સત્પદ છે જે સત્પદ વડે વાચ્ય હોય તે હોયજ દાખલા તરીકે આનંદ, શોકાદિ પૂર્વે કરેલા

શબ્દો વિશેષમા કાલ, સ્વભાવ, નિયતિ કર્મ, ઉદ્યમ પ્રાણ, જીવ, આકાશ, સસાર, વિચાર ઇત્યાદિ શબ્દો માના કોઇ પણ શબ્દોને બુદ્ધિમાન ચેષ્ટા વડે પ્રતિપાદન કરી શકે તેમ નથી પણ બધા શબ્દો સતપદ વડે પ્રરૂપવા યોગ્ય છે એમના વર્ણો એક કર્ણેન્દ્રિયથી ગ્રહણ થઈ શકે છે અને સ્વ સ્વભાવથી ઉત્પન્ન થતા તે તે પ્રકારના ફળથી અનુમાન પણ થઇ શકે છે માત્ર કેવળજ્ઞાની જોઇ શકે છે જે શબ્દો બે અથવા વધારે પદોના સયોગથી થાય છે તે હોય અથવા ના પણ હોય વંધ્યા અને પુત્ર પૃથક્ પૃથક્ હોય છે પણ વધ્યાપુત્ર એવો યુક્ત શબ્દ નથી તેજ પ્રમાણે આકાશ-પુષ્પ ઝાંઝવાના પાણી, ખરશૃંગ ઇત્યાદિ અનેક સયુક્ત શબ્દો યુક્ત નથી કેટલાક સયોગજ શબ્દ હોય છે ત્યારે તેમનો વિરહ પ્રાય હોતો નથી જેમ કે ગોશૃગ (ગાયનુ શિગડુ) ગોપતિ ભૂધર, વિગેરે કેટલાક શબ્દો પૃથક પૃથક અને સયુક્ત પણ હોય છે

વળી ઇન્દ્રિય જ્ઞાન સર્વ સત્ય નથી તેની દલીલમા વિશેષ જણાવવાનુ કે આખ, કાન, વિગેરેથી ગ્રહણ થઇ શકે એવી વસ્તુ છતા પણ ખરા કર્પૂરાદિ નહિ પણ તેના જેવાજ લવણ શર્કરાદિમા આખ, કાન ભેદ પાડી શકતા નથી આખ, કાન, નાકને જીન્હાથી જો કે શર્કરા કર્પૂરાદિ સુગન્ધી

વસ્તુઓ વિષે જ્ઞાન થાય છે તો પણ તેમાંના કેટલાક વિષે જીહ્વાથી થએલુ જ્ઞાન પ્રમાણ ગણાય, વળી સ્વર્ણાદિ વસ્તુમા આખ અને કાનનુ જ્ઞાન સ્ફુરે છે ખરૂ પણ તે પદાર્થની ખાત્રી માટે માત્ર ઇન્દ્રિય જ્ઞાન નહિ કિન્તુ કષાદિથી ( કસોટીના પથ્થર ઉપર ઘસીને જોવા વિગેરેથી ) થતુ જ્ઞાનજ પ્રમાણ ગણાય છે રત્ન પરીક્ષકો ઇન્દ્રિયો સરખી છતા રત્ન પરીક્ષા નામના ગ્રન્થના આધારે માણિક્ય પ્રમુખ રત્ન રાશિયોની કીમત અધિક ઓછી કહે છે પણ એક સરખી કરતા નથી તેમા તેમની પ્રતિભા વિશેષે કારણ છે આથી સિદ્ધ થાય છે કે ઇન્દ્રિય જ્ઞાન સર્વ સત્ય નથી વળી ઔષધિ, મત્ર, ગુટિકા, અને અદર્શીકરણ ( નેત્રાજન ) થી ગુપ્ત રહેનારનુ શરીર લોકોના દૃષ્ટિ પથમા આવતુ નથી તેટલા ઉપરથી તે નથી એવુ શુ ઇન્દ્રિયો નથી ગ્રહણ કરતી ? આથી પરોક્ષની સિદ્ધિ થાય છે અને પરોક્ષની સિદ્ધિ થઇ એટલે સ્વર્ગ, નરક આદિની સિદ્ધિ થઇજ

૫૯ વળી જે વસ્તુ ચેષ્ટાથી પણ ન દેખાય તે કેવી રીતે મનાય ?

૬૦ સર્વજ્ઞ ભગવાન કેવળ-જ્ઞાનથી જેટલી સત્ વસ્તુ છે તેટલી તમામ જાણી શકે છે માટે બીજાને અવબોધ

થવાના હેતુથી તે જે જે વચન કહી ગયા છે તે પ્રમાણ ગણવા જોઇએ

જુઓ ! લોકમા પણ અન્ય જનોને જે નથી જણાતુ તે ખરેખર તેના જાણકારને દેખાય છે

નૈમિત્તિકો ( જ્યોતિર્વિદો ) ગ્રહણ, ગ્રહોદય, ગર્ભ, તથા મેઘનુ આગમન વિગેરે જાણી શકે છે, નિદાન વૈદ્ય સર્વ રોગનુ નિદાન નિવેદન કરી શકે છે પરીક્ષકો નાણાની પરીક્ષા કરી શકે છે, પગી પગલું કાઢી શકે છે, શાકુનિક શકુન ઓળખી શકે છે, સામાન્ય લોકો તેવુ કઇ કરી શકતા નથી આટલા ઉપરથીજ સમજાશે કે ઇન્દ્રિયોથી બીજો શો બોધ થઇ શકે ?

તાત્પર્ય કે સર્વ લોકો પરોક્ષ પદાર્થને જાણી શકે નહિ માત્ર જ્ઞાની જાણી શકે ઇન્દ્રિયો છતા પણ મનુષ્ય આચાર, શિક્ષા, વિદ્યા, મત્ર આદિ પોતાની મેળે જાણી શકતા નથી પણ પરોપદેશથી જાણી શકે છે માટે સ્થિર ચિત્ત કરી અને વિકલ્પો મુકી સમજો કે ઇન્દ્રિયો પોતાને જે ગ્રહણ કરવા યોગ્ય હોય તેનુ જ ગ્રહણ કરે છે જે જ્ઞાન ઇન્દ્રિયોને પરોક્ષ હોય તે પરોપદેશથી સિદ્ધ સમજાય છે વળી સ્વ શરીરગત રોગોને સામાન્ય માણસો પોતાની ઇંદ્રિયો વડે જાણી શકતા નથી પણ બીજાના કહેવાથી યા

ઔષધિ આદિ વડે શમન થવાથી રોગના અસ્તિત્વ
વિષે તેમની ખાત્રી થાય છે જે વસ્તુ પ્રાણીના શરી
રના અવયવભુત હોય તે જોઇ શકાય છે પરતુ
અમૂર્ત જોઇ શકાતી નથી આકૃતિવાળા પ્રાણીના
અગ ઉપર જે વસ્તુ થઇ હોય તેજ જોઇ શકાય છે
નિરાકાર જીવના ગુણ જોઈ શકાતા નથી કેમકે તે
ગુણો પણ નિરાકાર છે આથી સિદ્ધ થાય છે કે ઇ
ન્દ્રિયોને જે ગ્રહણ કરવા યોગ્ય હોય તેનુ જ તે ગ્રહણ
કરે છે આપ્ત પુરૂષોથી કહેલુ છે કે એ સામાન્ય
લોકની ઇન્દ્રિયો સર્વ જોઇ-ગ્રહી શકતી નથી તે પ્રત્યક્ષ છે



## एकलुं इन्द्रिय ज्ञान सर्व सत्य नयी

## અધિકાર ત્રીજો

પ૦ જે ગ્રાહ્ય છે તેને પ્રાણીઓ સ્વ ઇંદ્રિયો વડે દેખી શકે
છે પણ જે ગ્રાહ્ય નથી તેનુ ગ્રહણ કરી શકતા નથી
તે દૃષ્ટાંત સાથે સમજાવો

૯૦ કોઇ પુરૂષની ગરદનના પાછળા ભાગ ઉપર કે પૃષ્ટ
( વાંસો ) ના મધ્ય ભાગમા ભૃગ ( ભમરો ) અથવા
સ્વસ્તિકાદિ ચિન્હ અથવા તિલ ( તલ ) વિગેરે હોય
૧ તેને તે પોતાની ઇંદ્રિયો વડે જોઈ શકતો નથી પરતુ

જ્યારે તેના પીતા, માતા, જોશી વિગેરે કહે છે ત્યારે તે માને છે પરંતુ કોઇ પણ પ્રસંગે તે સ્વ ઇંદ્રિયો વડે તેને જોઇ શકતો નથી તેવીજ રીતે સ્વર્ગાદિ વિદ્યમાન છતા સ્વ ઇંદ્રિઓ વડે ગ્રાહ્ય નહિ હોવાથી દેખી શકાતા નથી

પ્ર૦ પીઠ ઉપર આવેલા ચિન્હનુ ફળ થાય છે ત્યારે તેનો નિશ્ચય થાય છે તેમ સ્વર્ગ, નરકનો કોઈપણ ચેષ્ટા વડે બોધ થાય છે ?

ઉ૦ સ્વર્ગ, નરકનો કોઈપણ ચેષ્ટા વડે બોધ થતો નથી દેવ દેવીની ઉપાસનાવાળાઓ દેવ દેવીની ઉપાસનાથી તેમની ભકિત કરવાથી ફળની પ્રાપ્તિ મેળવે છે, તેઓ તેમને પ્રત્યક્ષ દેખતા નથી છતા શુ તેમની ( દેવ દેવીની ) સત્તા સિદ્ધ માનતા નથી ? એજ પ્રમાણે પ્રાપ્ત થવા યોગ્ય નરક ગતિની સત્તા પણ સ્વયમેવ વિચારી લેવી વળી વિચારો કે " લંકા છે અથવા નહિ " છે એમ તો તમે અમે સર્વે સાભળીએ છીએ, વારૂ તે કોણ માનતુ નથી જો માનો છો તો કોઇ કહે કે તે અહીં રહ્યા રહ્યા બતાવો. તે શુ ત્યા ગયા વિના બતાવાશે ખરી ? ત્યારે તેથી તેની અહીં સત્તા સિદ્ધ ન માનવી લંકા અહીં હોવા છતા ત્યા ગયા વિના દેખાડાતી નથી તેપણી છદ્મસ્થ ( કેવળ જ્ઞાન નહિ પામેલા ) પુરૂષોથી સ્વર્ગ મોક્ષાદિ સ્થાન પણ ન દેખાય એ દેખીતુ છે

# નિગોદ.

## અધિકાર પહેલો.

પ્ર૦ નિગોદના જીવોનુ દુઃક સ્વરૂપ કહો

ઉ૦ નિગોદના જીવો અનતકાળ સુધી નિગોદમાજ રહે છે નારક જીવોને પડતાં દુખ કરતા અનત ઘણુ દુ:ખ તે અનુભવે છે અને સ્વલ્પ વખતમા અનેકવાર જન્મ મરણ કરે છે, એમને *મન પણ હોતુ નથી જે જીવો વ્યવહાર રાશિમા આવે છે તે ક્રમે કરીને વિશુદ્ધ હોય છે વ્યવહાર રાશિમાથી જે જીવો પાછા જાય છે તે ફરીને નિગોદ જેવા થાય છે

પ્ર૦ નિગોદના જીવો વ્યવહાર રાશિમા આવે છે તે ક્રમે કરી વિશુધ્ધ થાય છે અને વ્યવહાર રાશિમાંથી પાછા જાય છે તે નિગોદ જેવા થાય છે તે કેવી રીતે તેની સમજણ આપો

ઉ૦ નિગોદના જીવો જાતિ સ્વભાવથી અને મહા દુખ દાયક ઉત્તગ કાળની તાદશ પ્રેરણાથી સદૈવ દુખ

---

*સર્વ એકેન્દ્રિય દ્વિન્દ્રિય ત્રિન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોને મન હોતુ નથી પચેન્દ્રિય જીવોમાં જે સજ્ઞી છે તેમને મન હોય છે, અસજ્ઞીને મન હોતુ નથી—જૈન સિદ્ધાંત

પામે છે જેવી રીતે લવણ સમુદ્રનુ પાણી સદા કાળ ખારૂ હોય છે, અનત કાળે પણ પ્રાય પીવા યોગ્ય થતુ નથી તેમ વર્ણાતર પણ પામતુ નથી, એમ થતા થતા લવણ સમુદ્રને અનતાનત કાળ થઇ ગયો. તથાપિ જેમ લવણ સમુદ્રનુ પાણી મેઘનુ મુખ પ્રાપ્ત થએ ગગાદિ મહા નદીમા આવવાથી પીવા યોગ્ય થાય છે તેમ નિગોદમાથી નીકળીને વ્યવહાર રાશિમા આવેલા જીવો સુખી થાય છે. જેમ ગગાદિ મહા નદીનુ પાણી લવણ સમુદ્રમા પાછુ જવાથી સમુદ્ર જળના રૂપ અને રસ યુક્ત-ખારૂ થાય છે તેમ વ્યવહારમાથી નિગોદમાં પાછા ગએલા જીવો નિગોદ જેવા દુખી થાય છે

૫૦ નિગોદના જીવો સમસ્ત લોકમા વ્યાપિને રહેલા છે તે ઘનીભૂત ( ગોળા જેવા ) થતા જોવામા કેમ આવતા નથી ?

૯૦ નિગોદના જીવો અતિ સૂક્ષ્મનામકર્મના ઉદયથી એક શરીર આશ્રી અનતા રહેલા છે તથાપિ ચર્મ ચક્ષુથી દેખાતા નથી જેમ ગધી (?) કેસર અને હિગ વિગેરેની બહુ પ્રકારની ગધ પસાર મળીને રહ્યાથી અન્ય વસ્તુને અથવા આકાશને રોકી શકતા થતી નથી તેમ નિગોદના જીવોના પરસ્પર મળવાથી તેમને પોતાને સહાકળ અતિ સૂક્ષ્મ રહે છે પણ

અન્ય વસ્તુને તથા આકાશને સકીર્ણતા થતી નથી, જેમ ગધાદિક વસ્તુની સત્તા નાકથી સમજાય છે પણ આંખથી જોઈ શકાતી નથી તેમ નિગોદના જીવો શ્રીજીન વચનથી મન વડે માની શકાય પણ જોઇ શકાય નહિ, કેવળજ્ઞાની તેમને જોઇ શકે, જેમ સર્વત્ર ઉડતી અતિ સૂક્ષ્મ રજ આંખે દેખાતી નથી અને શરીભુત થતી પણ જણાતી નથી પરતુ આચ્છાદિત ( પાથરેલા ) વસ્ત્ર પ્રદેશના છીદ્રમા પડેલા સૂર્ય કિરણોના પ્રતિબિબોમા ઉડતી ત્રસ રેણુ દેખાય છે તેમ નિગોદના જીવો દિવ્ય દૃષ્ટિયો દેખી શકાય છે

પ્ર૦ નિગોદના જીવો આહાર કરે છે છતા તે કયા ગુણને લેઇને ગુરૂતા પામતો નથી ?

ઉ૦ જેમ પારો વિવિધ ધાતુઓને ખાતા છતા ભારેપણાને પામતો નથી, ચપાના ફુલથી વાસિત અથવા કૃષ્ણાગુરૂ ધૂપથી ધુપિત વસ્ત્ર મૂલ ભારથી ગુરૂતા પામતુ નથી, એક તોલો સિદ્ધ કરેલો પારો સો તોલા સોનુ પચાવી જાય તોપણ તેનુ તોલ વધતુ નથી. અને ×પખાલની અદર પવન ભરવામા આવે તેમ છતા તેનુ

---

× *Air Pump* થી તદ્દન હવા રહિત કરેલી *Vacuum* જેવી નહિ પણ સાધારણ રીતે ખાલી કરેલી અને પછીથી પવન ભરેલી પખાલ સમજવી

વજન વધતુ નથી તેમ નિગોદના જીવ પણ આહાર કરતા છતા ગુરૂતામા વધતા નથી

પ્ર૦ નિગોદના જીવો કયા કર્મથી અનત કાળ સુધી અતિ દુખિત હોય છે ?

ઉ૦ નિગોદના જીવો સ્થુલ આસ્રવ સેવવાને સમર્થ નથી પરતુ તે એક એકને વિધિને એક એક શરીર આશ્રિ અનત રહેલા છે પૃથક્ પૃથક્ દેહરૂપી ગૃહથી રહિત છે, પરસ્પર દ્વેષના કારણભુત તૈજસ, કાર્મણ શરીરમા સસ્થિત છે, અને અત્યત સકીર્ણ નિવાસ મળવાથી અન્યોન્ય વિધિને નિકાચિત વૈર બાધે છે જે પ્રત્યેકને અનત જીવો સાથે બધાય છે હવે જ્યારે એક જીવે એક જીવ સાથે બાધેલુ વૈર છુટે નહિ તેવુ અજેય છે ત્યારે એક જીવે અનત જીવો સાથે બાધેલુ વૈર અનત કાળે કેમ ન ભોગવાય ! વળી તે વૈર વર્ધમાન થતા ( વધતા ) તેથી પણ અનત કાળ સુધી કેમ ન પહોચે ! અર્થાત્ નિગોદ જીવોનુ વૈર દુષ્કર્મ અને તે ભોગવવાનો કાળ અનત છે જેમ અતિ સાકડા પાજરામા પુરાયલા પક્ષીઓ અને જાળ વિગેરેમાં સપડાયલા માછલા પરસ્પર પીડાન્દુ ખથી દ્વેષ યુક્ત થયા છતા અતિ દુખી થાય છે વળી બુધો કહે છે કે ચોરને પકડાતો જોનારા કુતુહલથી દ્વેષ વિનુ

પણ સામુદાયિક કર્મ બાંધે છે જે ખરેખર અનેક પ્રકારે ભોગવવુ પડે છે તે પ્રમાણે કૌતુકથી બધાયલા કર્મોનુ વિપાક અતિ દુખદાયી થાય છે તો પછી નિગોદ જીવોએ પરસ્પર બાધા જન્ય વિરોધથી અને જીવો સાથે બાંધેલા કર્મોનો ત્યાગ ( પરિપાક ) અનત કાળ વિત્યા છતા પણ પુરો ન થાય તેમાં શુ આશ્ચર્ય ?

૫૦ નિગોદના જીવોને મન નથી તેમ છતા તે તદુલ મત્સ્યની પેઠે જેનો પરિપાક અનત કાળ સુધી પહોચે એવા કર્મ શાથી બાધે છે ?

૬૦ નિગોદના જીવોને મન નથી તો પણ અન્યોન્ય વિબાધાથી તેમને દુષ્કર્મ તો ઉત્પન્ન થાય વિષ જાણુતા ખાધુ હોય અથવા અજાણતા ખાધુ હોય તો પણ તે મારેજ જાણવામા હોય તો પોતે અથવા બીજા ઉપાય કરે તેથી કદાચિત બચી જાય પરતુ અજાણ્યે પણ તો મારીજ નાખે તેવીજ રીતે મન વિના ઉત્પન્ન થએલુ પરસ્પર વૈર અનત કાળે પણ ભોગવતા પુરૂ થાય નહિ નિગોદના જીવોને મન નથી પણ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને કામ યોગ જે કર્મ યોગનો બીજ છે તે હોય છે.

# નિગોદ

## અધિકાર બીજો

પ્ર૦ સર્વ વિશ્વ નિગોદના જીવોથી પરિપૂર્ણ છે તેમા ક્રમે અન્ય પુદ્ગલ રાશિયો અને ધર્માસ્તિકાયાદિ કેવી રીતે સમાય છે ?

ઉ૦ જેવી રીતે ગાધીની દુકાનમા કપૂરનો ગધ પ્રસરેલો હોય છે તેમા કસ્તુરી તથા જાયફળાદિ વસ્તુનો ગધ, પુષ્પાદિનો ગધ, સૂર્યનો તડકો, ધૂપનોધુમ, વાયુ, શબ્દ, ત્રસરેણુ વગેરે સમાય છે, વળી જેવી રીતે વિચક્ષણ પુરૂષના હૃદયમા શાસ્ત્ર પુરાણ વિદ્યા હોય છે તેમ છતા વેદ, સ્મૃતિ, વ્યાકરણ, કોષ, જ્યોતિષ, વૈદક, ધ્યાન, મત્ર, તત્ર, કળા વિગેરે સમાય છે વળી જેવી રીતે વનખડ-જગલમા રેણુ, ત્રસરેણુ સૂર્યનો તડકો, અગ્નિનો તાપ, પુષ્પોનો ગધ, વાયુ પશુ પક્ષીના શબ્દ, વાદિત્રના નાદ, પાદડાના ખડખ ડાત વિગેરે સર્વ સમાઇ જાય છે તથાપિ અવકાશ રહે છે તેવીજ રીતે સર્વ લોક નિગોદથી સદા પરિપૂર્ણ છતા સર્વ દ્રવ્યો તેમા સમાય છે એટલુજ નહિ પણ દ્રવ્યોથી ખીચોખીચ ભરેલુ છતા તાદૃશ અવકાશ રહે છે,



# प्रतिमा-पूजन

## અધિકાર પહેલો

પ્ર૦ ભગવતની પ્રતિમા પૂજવાથી પુણ્ય થાય છે એ કથન સત્ય છે ? અજીવથી ફળ સિદ્ધિ કેવીરીતે થાય ?

ઉ૦ અજીવની સેવાથી શુ લાભ થાય એવી શકા બીલ કુલ મનમા લાવવી નહિ, કેમકે જેવા આકારનુ જોવુ થાય તેવા આકાર સબધી ધર્મનુ પ્રાય મનમા ચિ તવન થાય

સપૂર્ણ શુભ અગે વિરાજીત પુતળી જોવામા આવતા તે તાદૃશ (તેવા પ્રકારના) મોહનુ કારણુ થાય છે કામાસનની સ્થાપનાથી કામિજનો કામ ક્રીડા સબધી વિકારોને અનુભવે છે, યોગાસનના અવલો-કનથી યોગીઓની યોગાભ્યાસમા મતિ થાય છે,

ભૂગોળથી તદ્ગત (તેમા કહેલી) વસ્તુની બુદ્ધિ થાય છે લોકનાલિથી લોક રચના સમજાય છે ધર્મચક્ર, અહિચક્ર સૂર્ય કાલાનલચક્ર, ચન્દ્રકાલાનલ ચક્ર અને કોટચક્રએ આકૃતિયોથી અહીં રહ્યા રહ્યા તત્સબધી જ્ઞાન થાય છે, શાસ્ત્ર સબધી વર્ણોનો ન્યાસ (સ્થાપના) કરવાથી તે વર્ણો જોનારને શાસ્ત્રનો બોધ થાય છે નદીશ્વરદ્વીપના નકશાથી તથા લકાના પટથી તદ્ગત વસ્તુનુ જ્ઞાન થાય છે એવીજ રીતે સ્વઈશની પ્રતિમા તેમના (પ્રસિદ્ધ) ગુણોની સ્મૃતિનુ કારણ થય છે, જે વસ્તુ સાક્ષાત દશ્ય ન હોય તેની સ્થાપના કરવાનુ લોક સિદ્ધ છે દાખલા તરીકે સતી સ્ત્રી, પોતાનો ધણી પરદેશ ગયો હોય છે ત્યારે પતિની પ્રતિમાનુ દર્શન કરે છે, રામાયણમાં લખેલુ છે કે શ્રી રામચદ્ર વનવાસ ગયા ત્યારે ભરત નરેશ્વર રામની પાદુકાની રામ પ્રમાણે પૂજા કરતા હતા સીતાજી પણ રામની આગળીની મુદ્રિકાનુ મુકુટ રત્ન પામીને રામ મળ્યા જેટલુ સુખ માનતા હતા અ માના એક દષ્ટાતમા પણ કોઈના શરીરનો આકાર નહોતો તેમ છતા તે અજીવ વસ્તુઓથી તથાપ્રકારનુ સુખ થતુ હતું ત્યારે ઇશ્વરની પ્રતિમા પણ સુખને માટે કેમ ન થાય ?

પાડવ ચરિત્રમા લોક પ્રસિદ્ધ વાત છે કે દ્રોણા ચાર્યની પ્રતિમા પાસેથી લવ્ય નામના ભીલે અર્જુનના જેવી ધનુર્વિદ્યા સિદ્ધ કરી હતી ચચાદિક (ક્ષેત્રમા ઉભી કરવામા આવતી પુરૂષાકૃતિ-ચાડીઆ વિગેરે) અજીવ વસ્તુ છતા ક્ષેત્રાદિની રક્ષા કરવામા સમર્થ થાય છે વળી લોકમા મનાય છે કે, અશોક વૃક્ષની છાયા શોક હરણ કરે છે, બેહડાની છાયા લોકમા કલહ માટે થાય છે, બાવળની ખરીઓથી ઉડતી ધુલ પુણ્યની હાની માટે થાય છે, ચડાળ વિગેરેની છાયા પણ ઉલ્લઘાયતો પુણ્યની હાની કરે છે, સગર્ભા સ્રીની છાયા, ઉલ્લઘન કરનાર ભોગી પુરૂષનુ પૌરૂષ હણે છે અને મહેશ્વરની છાયાનુ ઉલ્લઘન કરનાર ઉપર મહેશ્વરનો રોષ થાય છે એ પ્રમાણે ઘણા પદાર્થ અજીવ છતા સુખ દુખના હેતુ થાય છે ત્યારે પરમેશ્વરની પ્રતિમા પણ અજીવ છતા અહીં સુખનો હેતુ કેમ ના થાય ?

પ્ર૦ પરમેશ્વરના દર્શનથી ભકતના પાપનુ હરણ થાય તે સત્ય છે પરતુ પૂજવાથી શુ લાભ થાય તે કહો

ઉ૦ પરમેશ્વરના ધ્યાન કરવાથી જેવો લાભ થાય છે તેવો લાભ તેમની પૂજા કરવાથી પણ થાય છે દાખલા તરીકે ગ્રહોની પ્રતિમાના પૂજનથી તે સબધી શુભોફળ થાય છે, વળી કાર્મણ તથા આકર્ષણ (કામણ

કુમણુ ) જાણનારા મદનાદિના નિર્જીવ પુતળા ઉપર જે જીવોનુ નામ લેઇને વિધિ કરે છે તે જીવો તે વિધિથી મુછિત થઇ જાય છે તેવીજ રીતે સ્વઇશની પ્રતિમાની પ્રભુના નામ ગ્રહણ પૂર્વક પૂજા કરનાર કુશલ પુરૂષ જ્ઞાનમય પ્રભુને સપ્રાપ્ત કરે છે જેમ કોઈ સ્વામી પોતાના નોકરોને પોતાની મૂર્ત્તિનુ બહુ માન કરતા જાણી તેમના ઉપર તુષ્ટમાન થાય છે તેમ પરમેશ્વર પણ તેમની પ્રતિમાના અર્ચનથી અચિત છતા પ્રસન્ન થાય છે એમ દલીલ ખાતર માનો (બાકી પરમેશ્વર તો સદાકાળ સવ ઉપર પ્રસન્નજ હોય )

પ્ર૦ વાદી પ્રતિવાદીને પૂછે કે પ્રતિમા-પૂજનના લાભ વિષે આપે જે દ્રષ્ટાતો આપ્યા તે દ્રષ્ટાતોમા અને દાર્ષ્ટાન્તિકમા મહાન્ અતર છે કારણકે ઉપર જે દેવાદિ કહેવામા આવ્યા છે તે સર્વ રાગી અને પૂજાના અર્થી છે પણ ભગવાન-પરમેશ્વર તેવા નથી તેનુ કેમ ?

ઉ૦ ત્યારે પ્રતિવાદી કહે છે કે તે તો ઘણુ જ ઉત્તમ છે કારણ કે અનીહ ( સ્પૃહા રહિત ) ની સેવા તો પરમાર્થની સિદ્ધિ માટે થાય છે જેમકે સ્પૃહા રહિત સિદ્ધ પુરૂષની સેવા ઇષ્ટ લબ્ધિ માટે થાય છે ( ઇચ્છિત વસ્તુ મેળવી આપે છે )

પ્ર૦ સિદ્ધ પુરૂષ તો સાક્ષાત્ વર આપે છે અને પરમેશ્વરની પ્રતિષ્ઠિત પ્રતિમા તો અજીવ હોય છે તે શું આપી શકે ?

ઉ૦ પરિપૂજનીય દ્રવ્યમાં ( પૂજવા યોગ્ય વસ્તુની બાબતમા ) એ વિચાર જોવાનો નથી જે પૂજ્ય હોય તે પૂજાયછેજ દક્ષિણાવર્ત ( શખાદિ ) કામકુભ, ચિંતામણી, અને ચિત્રાવલ્લી એમા કઈ ઇંદ્રિયો છે કે તે પૂજાતા લોકોનુ મન ધારેલુ કાર્ય કરે છે ! જેમ એ અજીવ વસ્તુ હોવાથી સ્પૃહા રહિત છતા સ્વભાવથી પ્રાણીઓની ધારેલી વસ્તુઓને પુરે છે તેમ પરમેશ્વરની પ્રતિમા પણ પૂજાતા પુણ્ય સિદ્ધિ માટે થાય છે

પ્ર૦ દક્ષિણાવર્ત્ત પ્રમુખ પદાર્થો અજીવ છતા પણ વિશિષ્ટ જાતિના અને દુલભ છે તેથી તેમનુ આરાધન કરનાર પ્રાણીઓનુ ધાર્યું તે કરે છે પણ પરમેશ્વરની પ્રતિમા તેવી નથી તે તો સુલભ પાષાણાદિની બનાવેલી હોય છે એટલે તે એમના સદૃશ શી રીતે થાય છે ?

૯૦ જે વસ્તુ મૂળ-સ્વભાવથી ગુણ યુકત પ્રતીત હોય તેના કરતા પણ પચકૃત (પંચે માનેલી-સ્થાપેલી) વસ્તુ વિશેષ ગુણાઢય (ગુણવાળી) ગણાય છે દષ્ટાત્ તરીકે કોઇ રાજપુત્ર પ્રાય વીર્યોદિ ગુણન સ્થાન હોય તેને પડતો મુકી બીજા કોઇ દુર્બલ વશમા ઉત્પન્ન થએલા પુરૂષને તેના પુણ્યના યોગે પ્રમાણિક પંચો રાજ્ય ઉપર બેસાડે તો તે બીજો પુરૂષ મૂલના રાજવશીય ઉપર પણ શાસન-હુકમ ચલાવે છે અને જો તે તેનુ કહયુ કરતો નથી તો નદરાજાની પેઠે શિક્ષા પામે છે હવે વિચારોકે મૂલનો રાજપુત્ર ગુણી અને યોગ્ય છતા પણ ક્ષુદ્ર કુલમા ઉત્પન્ન થએલ રાજા પચ પૂજીત (માન્ય) હોવાથી સેવવા યોગ્ય થાય છે તેજ પ્રમાણે ચિતામણિ વસ્તુ નિજ સ્વભાવથી ઉત્તમ છતા પણ પરમેશ્વરની પ્રતિમા પ્રમાણિક પંચોથી પૂજીત હોવાથી પૃથ્વી ઉપર વિશેષ માન્ય થાય છે જુઓ ! વરરાજા, મહાજન, દત્તપુત્ર અને એવી બીજી બાબતોમા પચ જેને ભાગ્યની પ્રેરણાથી સસ્થાપિત કરે છે તેજ માન્ય થાય છે તેમજ સૌભાગ્ય નામ કર્મના પ્રભાવથી પરમેશ્વરની

જે પ્રતિમા સ્થાપવામા આવી હોય તે પૂજવા યોગ્ય થાય છે

પ્ર० ઉપર જે પદાર્થો કહેવામા આવ્યાછે તે આકાર યુક્ત હોવાથી તેમની આકૃતિને અન્તરાત્મામા ધારણ કરીને તેમની મૂર્તિની પૂજા કરવામા આવેછે તે યુક્ત છે પણ ભગવાન તો નિરાકાર પ્રસિદ્ધ છે એટલે તેમનુ બિબ કરીને કેવી રીતે પૂજાય ! એમ કરવાથી અતદ્ વસ્તુમા તદ્ગ્રહનો ( અભગવતમા આ ભગવાન્ છે એવી બુદ્ધિ કરવાનો ) દોષ ન લાગે !

ઉ० નિરાકાર ભગવતનુ બિબ તો અવતારા કૃતિની રચના છે અર્થાત્ મહાત્માઓએ ભગવતનો સસારમા અવતાર ( છેટલો ભવ ) જેવો થયો હતો તેવી ભગવતની સ્થાપના કરેલી છે અને ભગવતની જે જે અવસ્થા જેમને રૂચી તે અવસ્થામા તેના અર્થીઓ ભગવતને પૂજે છે

ॐ

## प्रतिमा–पूजन

## અધિકાર બીજો

પ્ર૦ નિરાકાર સિદ્ધ ભગવતની પ્રતિમા ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરે છે?

ઉ૦ નિરાકાર સિદ્ધ ભગવતની પ્રતિમા પણ સાક્ષાત્ સિદ્ધની પેઠે પોતાના મનમા ઇચ્છેલી આશાને નિશક પણે વિસ્તારે છે

પ્ર૦ સ્થાપના કયા કયા પદાર્થોની થાય છે ?

ઉ૦ સ્થાપના અસત્ ( અવિદ્યમાન ) અને સત્ ( વિદ્યમાન ) વસ્તુની થાય છે

પ્ર૦ સ્થાપના સેવનનુ ફળ કેવુ મળે છે ?

ઉ૦ સ્થાપના સેવતી વખતે જેવા પોતાના ભાવ હોય તેવુ ફળ મળે છે

પ્ર૦ અનાકાર વસ્તુના આકાર ભાવ લોકમા કેવી રીતે બતાવાય છે તે દૃષ્ટાંત સાથે સમજાવો

ઉ૦ જેમ વિચાર શાસ્ત્રમા સ્વરોદયના પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ એ પાચ તત્ત્વો આકૃતિ કાઢીને

બતાવાય છે, તેવી રીતે સિદ્ધ ભગવતની પ્રતિમા પણ આકાર કાઢી બતાવાય છે વળી જેવી રીતે બુદ્ધ પુરૂષોએ આકાર રહિત અક્ષરની આકૃતિ કરી તેની સ્થાપના પોત પોતાના સુગુપ્ત આશય જણાવવા માટે જુદી જુદી કરી છે, વળી જેવી રીતે રાગ.ારીના જાણકારોએ રાગો પણ શબ્દ રૂપ હોવાથી આકાર રહિત છતા તે સર્વની સાકાર સ્થાપના રાગમાળા નામના પુસ્તકમા કરી છે તેવીજ રીતે સત્પુરૂષો અનાકાર પરમેશ્વરનો આકાર કલ્પીને જે જે શુભ આશયથી પૂજે છે તે સર્વ આશય પ્રાય તેમને ફળે છે

પ્ર૦ અલિપ્ત પરમેશ્વરને નિંદા લાગે ખરી ?

ઉ૦ ના અલિપ્ત પરમેશ્વરને જેમ પૂજા લાગતી નથી તેમ નિંદા પણ લાગતી નથી

પ્ર૦ ત્યારે પ્રભુની કરેલી નિંદા કોને લાગે છે ?

ઉ૦ પ્રભુની જે કોઈ નિંદા કરે તે તેના સ્વકીય (પોતાના) આત્માને લાગે છે દાખલા તરીકે વજ્રમયી દિવાલમા કોઈ પુરૂષ મણી ફેંકે અથવા પથ્થર ફેંકે તો

તે બન્ને ક્ષેપક (ફેકનાર)નાભણીજ પાછા જાયછે તેને છોડીને કહિ બીજે જાય નહિ. વળી કોઇ પૃથ્વિ ઉપર ઉભો રહીને સૂર્યની સામે રજ ફેંકે અથવા કર્પૂર ફેંકે તો તે સર્વ એના સન્મુખજ આવે સૂર્ય તરફ આકાશ તરફ કંઇ જાય નહિ તેમજ વળી કોઇ સાર્વ ભૌમ (ચક્રવર્તી) રાજાની સ્તવના કરે તો તે કરનારનેજ ફળ થાય છે અને નિંદા કરે તોપણ તે કરનાર જન્મ સમુહ-સમક્ષ દુખી થાય સાર્વ ભૌમ રાજા ને સ્તુતિથી કંઇ અધિક થતુ નથી તેમ નિંદાથી કંઈ ઓછુ પડતુ નથી તેવીજ રીતે પ્રભુને સ્તુતિથી અથવા નિંદાથી કંઇ આધિક્ય કે હાની થતી નથી વળી કોઇ અપથ્ય આહાર લે તો તે લેનાર દુખ ભોગવે છે અને પથ્ય આહાર લે તો લેનાર સુખ ભોગવે છે પણ તેથી કરી આહારમા વપરાયલી વસ્તુને કંઇ થતુ નથી તેજ પ્રમાણે સિદ્ધની પૂજા તે તેના કરનાર આત્માને લાભકારી થાય છે



# પ્રતિમા પૂજન

## અધિકાર ત્રીજો

પ્ર૦ ચિંતામણિ પ્રમુખ પદાર્થો પૂજનારને તત્કાળ અહીં જ ફળ મળે છે તેમ પરમેશ્વરની પ્રતિમાની પૂજા તુર્ત અહીં ફળતી નથી તેનું શું કારણ ?

ઉ૦ વાસ્તવિક રીતે જોઇશું તો માલુમ પડશે કે જે વસ્તુને ફળવાનો જે કાળ હોય તે કાળેજ તે વસ્તુ ફળે છે દાખલા તરીકે ગર્ભ વહેલો નહિ પણ પ્રાય નવ મહિને પ્રસૂતિ પામે છે મંત્ર વિદ્યા કોઇ લક્ષ જાપે તો કોઇ કોટિ જાપે ફળે છે વનસ્પતિઓ પણ આપણી ઉતાવળે નહિ પણ પોતાના કાળે ફળે છે કહેવત છે કે " ઉતાવળે આંબા પાકે નહિ " આવીજ રીતે અહીં કરેલી પુજાદિકનુ પુણ્ય સ્વકાલ * ભવાન્તરમાજ ફળ

* આ કથન યથાસ્થિત ભાવ સહિત કરેલી દ્રવ્ય પૂજાના મહત્ ફળને ઉદ્દેશી સમજવું સામાન્ય પુજાનું સામાન્ય ફળ તો અહીં આ ભવમાં પણ મળી શકે

દાયી થાય છે માટે ફળ દેનારા પદાર્થોના સબધમા સમજુ પુરૂષોએ આતુરતા રાખવી યોગ્ય નથી

ચિતામણી પ્રમુખ પદાર્થો ઐહિક તુચ્છ ફળને દેવાવાળા છે તેથી તે પરભવમા નહિ પણ આ મનુષ્ય ભવ જે પ્રાય તુચ્છ કાળનો હોય છે તેમા ફળે છે પરતુ પુજાના પુણ્યથી થનારૂ ફળ મોટુ હોય છે તેથી તે બહુ કાળ સુધી ભોગવવા યોગ્ય થાય છે અને બહુ કાળ દેવાદિ સબધી ભવાન્તર વિના વર્તતો નથી માટે એ પુણ્યનુ ફળ પ્રાય પરજન્મમા ગયા પછી જીવને ઉદયમા આવે છે જો આ જન્મમા પુણ્યનુ ફળ ઉદયમા આવે તો તે જલદી નાશ પામે કારણ કે મનુષ્યનુ આયુષ્ય પ્રાય તુચ્છ હોય છે અને મનુષ્ય દેહ નાશવત છે તેથી મહત્ પુણ્યનુ ફળ આ ભવમા ભોગવતા વચમા મૃત્યુ આવવાથી તુટી જાય છે અને મૃત્યુ જેવુ અતિશય ભીતિદાયક કઇ નથી જે પુજાના પુણ્યનુ એવુ મહત્ ફલ ભોગવતા થવુ યુક્ત નથી માટે પુજાનુ પુણ્ય પ્રાય અન્ય જન્મમા ફળે છે કોઇ અવસરે અકાલિવાર પુજાદિથી મહત્ પુણ્ય ઉપાર્જન કર્યું હોય તો તે આ લોક

તથા પરલોકમા સત્ય સુખની પરપરા પ્રાપ્ત કરવામા હેતુ થાય છે શાલિભદ્રના જીવની પેઠે અથવા ચોરની પેઠે એક પુરૂષે ઉપાર્જન કરેલુ અતીવ ઉગ્ર પુણ્ય અથવા પાપ અનેક પુરૂષોના ભોગ ને માટે પણ થાય છે જેમકે રાજાની સેવા કરનાર પરિવાર સહિત સુખી થાય છે અને રાજાનો અપરાધ કરનાર પરિવાર સહિત માર્યો જાય છે એ પ્રકારે પરમેશ્વરની પુજાદિનુ પુણ્ય સર્વ પ્રકારના સ્વાર્થને સાધનારૂ છે માટે જન સમૂહ તેનોજ આદર કરો !

પ્ર૦ પરમેશ્વરના નામનો જાપ કરવામા શા માટે પ્રવૃતિ કરવી ?

ઉ૦ મહાપુરૂષોએ એવી યોજના કરવામા પણ વિવેક કર્યો છે ગૃહસ્થો જે સમર્થ છે તે દ્રવ્ય અને ભાવ બન્ને પ્રકારની પુજાના અધિકારી છે પરતુ જે મહાન્ યોગીઓ દ્રવ્ય પરિગ્રહ વિના આ સસારમા સદા શોભે છે તેમને માટે પરમેશ્વરનુ નામ સ્મરણ યુક્ત છે તેનાથી તેમનો સર્વ સ્વાર્થ સિધ્ધ થાય છે દાખલા તરીકે જેમ ઝેરી જાનવરના વિષથી મુર્છા પામેલા જીવોનુ વિષ બીજાએ કરેલા ગારૂડ-મ સ-જા ગુલી સ ત્તના

જાપથી ઉતરી જાય છે તેમ તત્ત્વ નહિ જાણનારનું
પાપ પણ પરમેશ્વરના નામ સ્મરણથી નાશ પામે છે
બીજી એક વાત લોકમા પ્રસિધ્ધ છે કે "હુમાય
નામનું પક્ષી જે અસ્થિ ભક્ષી (હાડમ ખાનારૂં)
સદા કાળ જીવની રક્ષા કરે છે તે કોઈ ઉડતુ જતુ હોય
ત્યારે જે મનુષ્યના મસ્તક ઉપર તેની છાયા પડે તે
રાજા થાય છે આ દ્રષ્ટાંતમા હુમાય પક્ષી જાણતુ નથી
કે હુ અમુકના મસ્તક ઉપર છાયા કરૂં છુ તેમજ
જેના મસ્તક ઉપર છાયા થાય છે તે પણ જાણતો નથી કે
મારા મસ્તક પર હુમાય પક્ષી છાયા કરે છે એ રીતે
બન્ને અજ્ઞાન છે તથાપિ હુમાય પક્ષીની છાયાના
માહાત્મ્યના ઉદયથી તે મનુષ્યને દરિદ્રતાનું હરણ કર
નાર થાય છે, અને તે રાજા થાય છે તેમ પરમેશ્વરના
નામ સ્મરણથી પાપ કેમ ન જાય ! અર્થાત્ જાયજ
પાપ જાય એટલે સર્વ પ્રકારે મન શુધ્ધ થાય. અને
આત્મ શુધ્ધ થાય એટલે ઉત્કૃષ્ટ જ્ઞાન થાય અને
ઉત્કૃષ્ટાત્મ જ્ઞાન થાય એટલે કોઈ પ્રકારનો કર્મ બંધ
ન થાય અને કર્મનો ક્ષય થાય એટલે મોક્ષ
પ્રાપ્ત થાય અને મોક્ષ થાય —

સ્થિતિ, અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય, અનંત સુખ, અને એક સ્વભાવતા થાય. અર્થાત્ સહજજ્યોતિ જાગૃત થાય

## પ્રતિમા-પૂજન ઉપર વધુ પ્રકાશ

પ્રતિમા-પૂજનના વિષય ઉપર શ્રીમન્મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે પોતાના સવાસો ગાથાના વિરચિત સ્તવનમા પ્રતિમા-પૂજનના વિષય પરત્વે બહુજ અજવાળુ પાડ્યુ છે અને તે વિષય બહુજ જ્ઞાનગમ્ય અને બુદ્ધિપુર્વક છણ્યો છે જે ભવીજીવ માટે અતીવ ઉપયોગી છે તેઓ સાહેબ કેવળદયાના ડોલઘાલુઓ અને શુષ્ક અધ્યાત્મીઓ કે જેઓ પ્રતિમા-પુજનમા "અપાર આરંભ માને છે" તેમની સાન ઠેકાણે લાવવા કહે છે કે "મુનિને નદી ઉતરતા દયા ક્યા જાય છે! કદાચને કહે કે જયણાથી નદી ઉતરે તો જીવદયા પાળી શકે! પણ આ તેમનુ કહેવુ અયુક્ત છે કારણકે જલ પોતે અપકાય છે, અને જ્યા જલ છે ત્યા વનસ્પતિકાય છે, જ્યા વનસ્પતિ કાય છે ત્યા તેઉ કાય છે જ્યા તેઉકાય છે ત્યા વાયુકાય છે જલપૃથ્વીકાય ઉપર છે અને જલમાં રહેતા મત્સાદિ ત્રસકાય છે આ પ્રમાણે નદી ઉતરતા છ કાયની વિરાધના થતી હોવાથી મુનિને નદી ઉતરતાં દયા ક્યાં ગઈ!

પરતુ શાસ્ત્રમા કહેલુ છે કે " મુનિને આશયની વિ શુદ્ધિ પૂર્વક નદી ઉતરતા હિસા કહી નથી " અને તેવી રીતે વિધિ યોગે શુભ ભાવથી જયણા પૂર્વક જીનેન્દ્રપૂજા પણ મોક્ષનુ કારણ છે વળી જગતમા જે ક્રિયાથી વિષયા રભનો ત્યાગ છે તે ક્રિયાથી ભવજલ નિધિ તરાય છે

સસારના આરભ ભૂત વિષયનો આરભ તે પાપની વૃદ્ધિ કરનારો છે પરતુ જે શુભ આરભ છે તેથી પાપની નિવૃત્તિ થાય છે માટે શ્રી જીનપૂજા હમેશા કરવી

વળી કેટલાક અધ્યાત્મના આડ ભરી શુષ્ક અધ્યાત્મીઓ લેખકનો ઉચ્ચાશય સમજ્યા સિવાય -" પુષ્પ પાખડી જ્યા દુભાય ત્યા જીનવરની આજ્ઞા નહોય "

આ વાક્યને આગળ ધરી જીનપૂજામા વિક્ષેપ લાવે છે તેવાને શ્રીમાન મહામહોપાધ્યાયજી મહારાજ સમજણ આપતા લખે છે કે—

સ્વરૂપથી　હિંસે　સાવદ્ય, અનુબધ　પૂજા　નિરવદ્ય,
જે કારણ જીન ગુણ બહુમાન, જે અવસરે વરતે શુભ ધ્યાન

અર્થ:—પુષ્પાદિ જીવોના આરભથી પૂજા સાવદ્ય (સપાપ) દેખાય છે પણ અનુબધથી ઉત્તરોત્તર ભાવ વૃદ્ધિથી પૂજા નિરવદ્ય (નિષ્પાપ) છે કારણ કે પૂજા સમયે જીનેન્દ્રના ગુણનુ બહુમાન થાય છે અને તેથી શુભ ધ્યાન વર્તે છે, વળી જીનેન્દ્ર પૂજા-અર્ચા સેવના દેખી ભવ્ય પ્રાણીને શુભ ભાવ ઉલ્લસે છે, અને શુભ ભાવથી છ કાયના

રક્ષક બની અવજ્ઞ તરે છે જેમ મુનિને જળ ઉપર રહેતા જે જીવજંતુ ઉપર દયાના પરિણામ હોકટ નથી તેમ શ્રાવકની પુષ્પપૂજા ક્રિયા પ્રસંગે પુષ્પાદિ જીવ ઉપર દયાના પરિણામ પણ હોકટ નથી

મુનિ મહારાજ સર્વ સાવદ્ય ક્રિયાથી નિવૃત્ત હોવાથી તેમને દ્રવ્ય સ્તવ કે જેમા સાવદ્ય ક્રિયા સમાએલી છે તે કહ્યો નથી પણ ભાવસ્તવ કહ્યો છે વળી જીનપૂજામા મન, વચન ને કાયાના શુભ યોગથી જો કે દ્રવ્યસ્તવ થાય છે તોપણ તેથી નિજ પરિણામ રૂપ ધર્મ હણાતો નથી. જ્યા સુધી આત્માની યોગ ક્રિયાઓ અટકી નથી ત્યા સુધી તે સદ્ કે અસદ્ પણ યોગ ક્રિયા કરવાનો છે તો પછી જીન પૂજા કે જે સદ્ ક્રિયા છે તેમા નહિ યોગને પ્રવર્તાવવા કોણ બુદ્ધિમાન મનાઈ કરે ?

વળી કેટલાક બુદ્ધિના મંદો એવુ કહે છે કે "દ્રવ્ય સ્તવમા" તો પુણ્ય બધાય છે અને પુણ્ય એ સોનાની બેડી છે અને તે કર્મક્ષયનુ કારણ નથી માટે વ્રત પચ્ચખાણ કરવા તેજ ધર્મ છે કારણકે તેમા કોઈ જાતનો આરભ નથી "આ બાબત જવાબ આપના ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે-" આત્માનો જ્યાસુધી શુદ્ધ ઉપયોગ પ્રવર્તતો હોય-સ્વસ્વભાવમા આત્મા રક્ત હોય ત્યાસુધી ધર્મ સમજવો અને તે શુભ યા અશુભ કર્મ બધનનુ કારણ નથી પરતુ જ્યારે શુભ યા અશુભ વિભાવ પરિણામમા જીવ પ્રવર્તતો હોય-

ત્યારેજ તે પુણ્ય અને પાપનો ભાગીદાર થાય છે, જીન પૂજાથી સ્વસ્વભાવ પ્રગટે છે માટે તે કર્મક્ષયનુ પણ કારણ છે વળી કેટલાક એકલા નિશ્ચયનયવાદીઓ પણ જીનપૂજામા આરભ છે એમ માની નત પચ્ચખાણુમાજ ધર્મ માનવાની હીમાયત કરે છે તે બાબત પણ ખુલાસો કરતા શ્રીમદ્ મહામહોપાધ્યાયજી મહારાજ કહે છે કે “ શેલેષી કરણના અંતે એટલે ચૌદમા ગુણઠાણાના અતે નિશ્ચય ધર્મ જણાવ્યો છે ત્યા સુધી જે સદ્ક્રિયા કરવામા આવે તે વ્યવહારધર્મ નિશ્ચય ધર્મનુ કારણ છે જેથી ત્યા સુધી પહોચતા કરેલી ક્રિયાને વ્યવહાર ધર્મ કહેવાય છે અને જીનપૂજા કરવી તે પણ “વ્યવહાર ધર્મ” છે માટે વ્રત પરિણામને ધર્મ કહેવો અને પૂજાદિ દ્રવ્યસ્તવને ધર્મ ન ગ ણુવો એ કહેનારની મૂર્ખાઇ સૂચવે છે

વળી મહાનિશીય સૂત્રની અદર ગૃહસ્થને જેમ દાન, શિયલ, તપ અને ભાવનુ ફળ બારમા દેવ લોકનુ કહ્યુ છે તેવી રીતે ગૃહસ્થને જીન-પૂજા-દ્રવ્યસ્તવથી બારમા સ્વર્ગનુ ફળ મળે છે વળી શ્રી-કલ્પસૂત્રની અદર સિદ્ધાર્થ રાજાએ યાગ-યજ્ઞ કર્યાનુ જણાવ્યુ છે ત્યા યાગ શબ્દનો અર્થ જીન-પૂજા લેવાય છે માટે જીન-પૂજાએ સાર છે અને તે આત્માને ઉત્તમ ગતિ આપનાર છે આ સ્થળે ધ્યાન ખેચવા જેથી બીના એ છે કે અન્ય મતાવ

લખીઓ યજ્ઞ નિમિત્તે જે પશુ હોમાદિ કરે છે તે વાસ્ત વિક અર્થ યજ્ઞ શબ્દનો થનો નથી કારણ કે —

यजीं-देवपूजा-सगति करण दानेपु અર્થાત યજ ધાતુ દેવની પૂજા કરવી, સગતિ કરવી અને દાન કરવુ એવો થાય છે

વળી પ્રતિમા-પૂજનથી પ્રભુનો વિનય થાય છે અને વિનયને પણ જ્ઞાનીઓએ અતરગ તપ માન્યો છે, જેથી પ્રભુનો વિનય કરવાથી શુભ ભાવની પ્રાપ્તિ થાય છે અને શુભ ભાવથી પ્રાણી મોક્ષ ગતિ મેળવવા ભાગ્યશાળી થાય છે

આવી રીતે જીનપૂજા અનેક સૂત્રોમા ગૃહસ્થનુ કર્તવ્ય ગણેલી છે, અને જે ભારેકર્મી નહિ માને તે ખરેખર ઘણા ભવ સુધી આ સસાર રઝળશે માટે શ્રદ્ધા પૂર્વક જીનપૂજા કરવી એજ ગૃહસ્થનુ પરમ કર્તવ્ય છે

પ્રયોજક

સમાપ્ત